મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ ટેકસ્ટબુક તરીકે મંજુર કરેલ

શાળોપયોગી ભૂગોળમાળાઃ—મણકો ૨ જો.

# મુંબઇ ઇલાકો.

કર્તાઃ
પ્રીતમરાય વ્રજરાય દેસાઈ
બી. એ., એસ. ટી. સી. ડી.

ધી ગુજરાત ઓરિયેન્ટલ બૂક ડીપો.
રિચીરોડ—અમદાવાદ.

કી. રૂ. ૦-૫-૦

[ મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાએ ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલી. ]

શાળોપયોગી ભૂગોળમાળા:—મણકો ૨ જો.

# મુંબઇ ઇલાકો

અને

# હિંદુસ્તાન ( સામાન્ય )



કર્ત્તા,

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ,

બી. એ; એસ. ટી. સી. ડી.

અમદાવાદ.



ધી ગુજરાત ઓરીએન્ટલ બૂકડીપો.

રીચીરોડ, અમદાવાદ.



કિંમત રૂા. ૦-૫-૦

આવૃત્તિ ૪થી. ] [ સને ૧૯૨૯

પ્રકાશક,

પોપટલાલ મગનલાલ ગજરાવાળા,

મેનેજર, ધી ગુજરાત ઓરીએન્ટલ બૂકડીપો,

રીચીરોડ, અમદાવાદ.

અમદાવાદ—પાનકોર નાકા,

ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટિગ પ્રેસમાં,

પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.

આપણા દેશમાં ભૂગોળનું શિક્ષણ બરાબર અપાતું નથી એવી બૂમ છે. ભૂગોળનું શિક્ષણ શુષ્ક ગોખણપટ્ટીથી આપવાનું નથી, પણ કાર્યકારણનો સંબંધ જોડી બાળકોને સ્વપ્રયાસદ્વારા આપવાનું છે, અને બને તેટલું રસિક કરવાનું છે વગેરે સિદ્ધાન્તની બાબતો ટ્રેઈન્ડ થએલા શિક્ષકોની જાણ બહાર નથી. માર્ગદર્શક તેમજ માહીતી આપનારાં ગુજરાતી પુસ્તકોના અભાવથી સારૂં કામ કરવાની ઇચ્છા અને શક્તિવાળા શિક્ષકો પણ મુંઝાય છે એમ મને લાગે છે. આ જાતની ખોટ કેટલેક દરજ્જે પુરી પાડવાના હેતુથી આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

વિદ્યાર્થીઓને સ્વપ્રયાસદ્વારા શિક્ષણ આપવામાં સૂચન મળે, તે હેતુથી કૃતિ માટે કેટલાક વિષય આપવામાં આવ્યા છે. વિદ્યાર્થીઓની યોગ્યતા પ્રમાણે આમાં ફેરફાર કરી શકાય. જે શિક્ષકને એકથી વધારે વર્ગ એકડા લેવાના હશે, તેને વર્ગને રોકાએલો રાખવામાં કૃતિ મદદગાર થશે. કૃતિના કેટલાક વિષય આખા પુસ્તકનો અભ્યાસ થયા પછીજ વિદ્યાર્થીઓને સોંપવાના છે.

આ પુસ્તક ગુજરાતના વિદ્યાર્થીઓને શીખવવાનું છે, તે વાત લક્ષમાં રાખીને ગુજરાતને કેન્દ્ર ગણવામાં આવ્યું છે, અને કેટલાક નકશા આ પુસ્તકનેજ માટે ખાસ તૈયાર કરવામાં આવ્યા છે. મારા ધારવા પ્રમાણે આ પુસ્તકમાંની કેટલીક બાબતો પ્રાથમિક શાળાના શિક્ષકોની જાણમાં અત્યાર સુધી આવેલી નહિ હોય, તેથી શીખવવા માંડયા પહેલાં શિક્ષકભાઇઓ આખું પુસ્તક વાંચી જાય એવી સૂચના કરવી અસ્થાને નહિ ગણાય.

આ પુસ્તક ગુજરાતનાં બાળકોને ભૂગોળના શિક્ષણમાં કોઇ પણ રીતે મદદગાર થશે, તો મારો પ્રયાસ સફળ થયો માનીશ.

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.

# ભૂગોળશિક્ષણની માર્ગદર્શક સૂચના.

ભૂગોળનો વિષય શાસ્ત્રીય પદ્ધતિએ તેમજ રસિક રીતે શીખવવામાં આવે, એ વિષે અનેક દૃષ્ટિબિન્દુએ ઉહાપોહ કરવામાં આવે છે. વિદ્યાર્થીઓ અમુક હકીકતની માહીતી મેળવે, કે નકશામાં સ્થળો બતાવવામાં ચાલાક બને, અથવા તો કોઇ પણ પાઠય પુસ્તકમાંનો અભ્યાસ અમુક રીતે કરીને તેનો પરિચય કરાવી જવામાંજ હોશિયારી દેખાડે, એટલેથી ભૂગોળશિક્ષણનો સર્વમાન્ય સિદ્ધાંત ફળીભૂત થાય છે એમ નથી. ત્યારે પ્રશ્ન થાય છે કે ભૂગોળનું ખરૂં શિક્ષણ એટલે શું ?

ભૂગોળનું શિક્ષણ સ્વાભાવિક રીતે આપવું જોઇએ, એટલે કે એ શિક્ષણથી બાળકોની કલ્પનાશકિતની વૃદ્ધિ સાધવાનું બની આવવું જોઈએ, તેમને કાર્યકારણસંબંધ જોડતાં આવડવો જોઇએ, અને તેમને વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરવાનું બની આવવું જોઇએ: મતલબ કે બાળકમાં ભવિષ્યના નાગરિક તરીકેની વ્યાવહારિક બુદ્ધિ અને શાકતનો વિકાસ થવો જોઇએ.

આમ છે તો ભૂગોળ શીખવતી વખતે શિક્ષકે શું કરવું ? પાઠય પુસ્તક, તેમાંની હકીકત, તેમાંના નકશા, છાપેલા મોટા નકશા એટલેથીજ ભૂગોળ શીખવવાનું કાર્ય પરિપૂર્ણ કે સુલભ થાય છે એમ ન માનવું. આ બધાં સાધનો તો માત્ર માર્ગદર્શક કે યોગ્ય રીતે સહાયક છે એમ માનવું. આને માટે અનેક દૃષ્ટિબિન્દુથી વિષયની તૈયારી કરી એવી રીતે વિષયની રજુઆત કરવી, કે બાળકોને એ વિષયમાં રસ ઉત્પન્ન થાય, તેઓ સ્વપ્રયાસ દ્વારા કૃતિનો આનંદ અનુભવે, અને તેઓ જે કંઇ શીખે છે તેનો સાક્ષાત્કાર તેમને થતો હોય, તેમજ તેમના કાલ્પનિક પ્રદેશમાં સ્વાનુભવ મળતો હોય એમ તેમના મગજ પર છાપ પડે.

શિક્ષકે સ્વબુદ્ધિથી અને જાતમહેનતથી સંપાદન કરેલાં સાહિત્યો, કાળા પાટીઆ પરનો નકશો, વ્યવસ્થિત અને આકર્ષક પણ ટુંકી નોંધ, અને હસ્તઉદ્યોગ દ્વારા બાળકો પાસે કરાવવાની કૃતિ આદિ અનેક બાબતોનો સુયોગ થાય, ત્યારેજ ભૂગોળનું ખરૂં શિક્ષણ આપવાનું બની આવ્યું ગણાય. અસ્તુ !

# અનુક્રમણિકા.

## નકશાની યાદી.

# મુંબઇ ઇલાકો.

## સામાન્ય વર્ણન.

આપણો દેશ **હિંદુસ્તાન** કહેવાય છે. એ બહુ મોટો દેશ છે. તેના ઉપર શહેનશાહ **પાંચમા જ્યોર્જ** રાજ્ય કરે છે. શહેનશાહ અહીંથી ઘણે દૂર દરીઆ પાર વિલાયતમાં રહે છે. હિંદુસ્તાનના રાજ્ય-વહીવટ કરવાને શહેનશાહ **વાઇસરૉય** (રાજાના પ્રતિનિધિ) નીમે છે. આટલા મોટા દેશ ઉપર એકલા વાઇસરૉય સાહેબ ધ્યાન રાખી શકે નહિ, તેથી દેશના કેટલાક ભાગ પાડી એકેક અમલદારને એકેક ભાગ સોંપવામાં આવ્યો છે. આપણે જે ભાગમાં રહીએ છીએ, તેના ઉપરી **ગવર્નર (સુબા)** કહેવાય છે. ગવર્નર સાહેબના હાથ નીચેનો મુલક ઇલાકો કહેવાય છે. આપણા ઇલાકાનું મુખ્ય શહેર મુંબઇ છે, તેથી તે મુંબઇ ઇલાકો કહેવાય છે. આ મુંબઇ ઇલાકા સંબંધી હવે તમારે શીખવાનું છે.

જોડેના પાના ઉપર આપેલા નકશો જુઓ તેમાં તમને ગુજરાત અને બીજા પ્રાંતો માલમ પડશે. આવા કેટલાક પ્રાંત મળીને ઇલાકો થાય છે.

**સીમા અને વિસ્તારઃ**—મુંબઇ ઇલાકાના નકશા તરફ નજર નાખતાં માલમ પડશે, કે તેની **પશ્ચિમના** ઘણા ભાગ ઉપર **અરબી સમુદ્ર** આવેલો છે. ફક્ત વાયવ્ય કોણના ભાગમાં સિંધ છે, અને ત્યાં **બલુચિસ્તાન** આવેલું છે. કાબુલીઓના જેવાજ બલુચી લોકો હોય છે; તે આ બલુચિસ્તાનમાં વસે છે. ઉત્તરે બલુચિસ્તાન અને **પંજાબના** ભાગ આવેલા છે. **પૂર્વ** દિશામાં રજપુતાના મધ્ય હિંદ એજન્સિ, મધ્ય પ્રાંત અને નિઝામનું રાજ્ય છે. [illegible] મહેસુર અને મદ્રાસ ઇલાકાનો ભાગ છે.

નકશા તરફ જોતાંજ તમને માલુમ પડશે, કે મુંબઇ ઇલાકાની લંબાઇ તેની પહોળાઇ કરતાં ઘણીજ વધારે છે. રાજ્યવહીવટની સરળતાની ખાતર મુંબઇના ગવર્નર સાહેબની હકુમતની અંદરના ભાગને મુંબઈ ઇલાકા ગણવામાં આવે છે, પણ એ કુદરતી ભાગ નથી.

કુદરતી રચના પ્રમાણે જોતાં આ ભાગની અંદર કચ્છ, કાઠિઆવાડ અને પાલણપુર સંસ્થાન મળીને બનેલાં પશ્ચિમ હિંદનાં રાજ્યો તથા ગાયકવાડી રાજ્યનો સમાવેશ થવો જોઇએ. આ પ્રદેશો તો વાઈસરૌય સાહેબની દેખરેખ નીચે છે, એટલે તે આપણા ઇલાકાનો ભાગ નથી; પણ આપણે તેનો અભ્યાસ મુંબઇ ઇલાકાની સાથેજ કરીશું.

અરબસ્તાનમાં આવેલું એડન બંદર આપણા ગવર્નર સાહેબના તાબામાં છે, તેથી તે મુંબઇ ઇલાકામાં છે, પણ તે કુદરતી રીતે આપણી હદમાં નથી.

**કુદરતી વિભાગ** પ્રમાણે ગણતાં આપણા ઇલાકાનું ક્ષેત્રફળ લગભગ બે લાખ ચોરસ માઇલ છે.

**કુદરતી વિભાગ**—જે ભાગમાં એકજ ભાષા બોલાતી હોય, તે ભાગ કુદરતી વિભાગ ગણાય. એ રીતે ગણતાં આપણા ઇલાકાના નીચે પ્રમાણે વિભાગ કરી શકાય.

(૧) **ગુજરાતઃ**—ગુજરાતી ભાષા બોલનારાનો મુલક. કચ્છ, કાઠિઆવાડ, અને તળ ગુજરાતનો આમાં સમાવેશ થાય છે. વડોદરા રાજ્ય કુદરતી રીતે ગુજરાતમાંજ આવ્યું છે. કેટલાક લોકો કચ્છને જુદો વિભાગ ગણે છે; પણ 'કચ્છી' ભાષા જુદી નથી, પણ એક બોલી છે. કચ્છી લોકો લખાણમાં ગુજરાતીજ વાપરે છે.

(૨) **મહારાષ્ટ્રઃ**—મરાઠી ભાષા બોલનારાનો મુલક. આપણા ઇલાકાની બહાર પણ ઇલાકાની સરહદની પાસેના કેટલાક મુલકમાં મરાઠી ભાષા બોલાય છે. મુંબઇ ઇલાકાના જે ભાગમાં મરાઠી ભાષા બોલાય છે, તેટલાજ ભાગને આપણે **મહારાષ્ટ્ર** કહીશું. આ ભાગ ગુજરાતની પૂર્વમાં અને દક્ષિણમાં આવેલો છે.

પશ્ચિમઘાટ અને દરીઆની વચ્ચેનો મુલક **કોંકણ** કહેવાય છે. તેને કેટલાક જુદો વિભાગ ગણે છે; પણ ત્યાં **મરાઠી** ભાષા બોલાય છે, એટલે ખરું જોતાં એ પણ **મહારાષ્ટ્રનોજ** ભાગ ગણાય.

(૩) **કર્ણાટક**:—છેક દક્ષિણે કાનડી ભાષા બોલનારાઓનો મુલક.

(૪) **સિંધ**:—મુંબઇ ઇલાકાનો છેક ઉત્તરનો પ્રાંત તે **સિંધ**. આ પ્રાંતમાં **સિંધી** ભાષા બોલાય છે.

**રાજકીય વિભાગઃ**—રાજ્યવહીવટની અનુકૂળતાની ખાતર મુંબઈ ઇલાકાના જુદી રીતે ભાગ પાડવામાં આવ્યા છે.

(૧) **ઉત્તર વિભાગ**:—આમાં અંગ્રેજ સરકારના તાબાના ગુજરાતના ભાગ આવી જાય છે, અને તે ઉપરાંત **મહારાષ્ટ્રમાંથી થાણાનો** ભાગ આવે છે. **સિંધને** સામાન્ય રીતે મુંબઇ ઇલાકાનો ભાગ ગણવામાં આવતો નથી, તેથીજ આ ભાગને ઉત્તર વિભાગ કહેવામાં આવે છે.

(૨) **મધ્ય વિભાગઃ**—**મહારાષ્ટ્રનો** ઘણો ભાગ આ વિભાગમાં આવે છે.

(૪) **દક્ષિણ વિભાગ**:—કર્ણાટક અને **કોંકણ** મળીને **દક્ષિણ વિભાગ** થયો છે.

(૪) **સિંધ વિભાગઃ**—મુંબઇ ઇલાકાનો સૌથી ઉત્તરનો પ્રાંત છે.

(૫) **મુંબઇ-પરાંવિભાગઃ**—મુંબઇ શહેરનાં પરાંનો સમાવેશ આમાં કરી એક જુદો વિભાગ કરવામાં આવ્યો છે.

(૬) **પશ્ચિમ હિંદનાં રાજ્યોઃ**—આ રાજ્યોમાં કચ્છ, કાઠિઆવાડ અને **પાલણપુરનો** સમાવેશ થાય છે. આ રાજ્યોની દેખરેખ ઘણા વખત સુધી આપણા ગવર્નર સાહેબને હસ્તક હતી, પણ હવે તેમના ઉપર વાઇસરોય સાહેબ દેખરેખ રાખે છે.

(૭) **વડોદરા રાજ્યઃ**—આ રાજ્ય ઉપર પણ વાઇસરોય સાહેબ દેખરેખ રાખે છે.

## કૃતિ.

૧. મુંબઇ ઇલાકાના સૌથી પહોળા ભાગવાળો પટ શોધી કહાડો. તે પટમાં મુખ્ય શહેરો કયાં છે?

૨. પૂર્વ પશ્ચિમ સૌથી પહોળા ભાગની લંબાઈ કરતાં ઉત્તર દક્ષિણ લંબાઇ કેટલા ગણી છે, તે માપીને નક્કી કરો.

૩. એક પાતળો કાગળ લઇ મુંબઇ ઇલાકાના નકશા ઉપર મૂકો. પેન્સિલથી આ કાગળ ઉપર મુંબઈ ઇલાકાની રૂપરેખા દોરો. આ કાગળ પુઠા ઉપર મૂકી નકશાની રૂપરેખા એવી રીતે ઘૂંટો કે પુઠા ઉપર આંકા પડે. સાચવીને રૂપરેખાવાળો ભાગ પુઠામાંથી કાપી કહાડો.

૪. નંબર ત્રણમાં બતાવેલા પુઠાની મદદથી કોરા કાગળ ઉપર મુંબઇ ઇલાકાની રૂપરેખા દોરો. તેમાં કુદરતી વિભાગ બતાવવા જુદા જુદા રંગ પૂરો.

૫. મુંબઇ ઇલાકાની રૂપરેખા દોરો; તેમાં રાજકીય વિભાગ જુદા જુદા રંગથી અથવા બીજી કોઇ યુક્તિથી દેખાડો.

## ભૂરચના.

ભૂતળરચનાનો નકશો જુઓ. તમને માલમ પડશે કે દરીઆ-કિનારાની પાસેનો ભાગ નિચાણનો પ્રદેશ છે, અને કિનારાથી દૂરનો ભાગ ઉંચો છે.

સિંધ, ગુજરાતનો પશ્ચિમ ભાગ, અને કોંકણ એ નીચા પ્રદેશો છે. ગુજરાતનો પૂર્વ ભાગ અને કચ્છ તથા કાઠિઆવાડની મધ્યના કેટલાક ભાગ આ પ્રદેશો કરતાં ઉંચા છે. મહારાષ્ટ્ર અને કાનડા ગુજરાતના પૂર્વ ભાગ કરતાંએ ઉંચા છે. પશ્ચિમઘાટનો પ્રદેશ સૌથી ઉંચો છે.

હાલ જેવી જમીન આપણને દેખાય છે તેવી અસલ નહોતી. ઘણાં વર્ષ પહેલાં કાઠિઆવાડમાંનો ગીરનાર અને ગુજરાતની ઇશાનમાં

## મુંબઈ ઈલાકો: ભૂતળરચના.




મુંબઈ ઈલાકો: ભૂમિરચના, પહાડો, નદીઓ.

આવેલો અરવલ્લી સળંગ હતો, અને તે પર્વતની હાર ઘણે દૂર સુધી પહોંચતી હતી. તે પર્વતની ઉત્તરે એટલે ગુજરાતના ઉત્તર વિભાગ, સિંધ, અને સિંધની પૂર્વમાંનો મુલક એટલે હાલના રજપુતાનામાં ઘણે દૂર સુધી દરીઓ ઘૂઘવતો હતો.

આ પર્વતની દક્ષિણે ખંભાતનો અખાત છે તેને બદલે ઉપસાગર હતો, અને મધ્ય ગુજરાતની જમીનને ઠેકાણે આ ઉપસાગરનું પાણી ફરી વળેલું હતું.

પશ્ચિમઘાટની પશ્ચિમે હિંદી મહાસાગર આવી રહેલો છે, તે ભાગ ઉપર જમીન હતી. તે જમીન ઠેઠ *આફ્રિકા સાથે જોડાએલી હતી.

અરવલ્લી પર્વત ધીમે ધીમે ઘસાવાથી તેના પથરાની રેતી બની, અને રેતીની માટી બની. પાણીથી આ માટી ઘસડાઇ ગઇ અને ઠરી ગઇ, તેથી પંચમહાલ અને સંખેડા મેવાસનો મુલક બન્યો. અને ગુજરાતનો ઉપસાગર થોડો પાછો હઠ્યો.

તે સમય પછી દક્ષિણમાં ઠેરઠેર જ્વાળામુખી ફાટી નીકળ્યા. અને મધ્ય ગુજરાતના ઉપસાગરમાં પણ વચ્ચે વચ્ચે કેટલાક જ્વાળામુખી ફાટી નીકળ્યા. આ ઉત્પાત થયા પછી કેટલેક વર્ષે હિમાલયની+ ઉત્પત્તિ થઈ, અને અરવલ્લીની ઉત્તરમાંથી દરીઓ પાછો હઠ્યો. પશ્ચિમઘાટની પશ્ચિમની જમીન નીચી બેસી ગઇ, અને હિંદી મહાસાગર અને ગુજરાતનો ઉપસાગર એક થઇ ગયા.

સિંધમાં તમને એક મોટી નદી દેખાશે; તેનું નામ સિંધુ છે. સિંધુ નદીએ જે કાંપ લાવીને ઠાર્યો છે, તેથીજ સિંધની જમીન બની છે. એજ પ્રમાણે નદીઓએ આણેલા કાંપના ઠરવાથી ગુજરાતનો ઉપસાગર પુરાઇને મધ્ય ગુજરાતનો ભાગ બન્યો છે, અને હવે ફક્ત અખાત બની ગયો છે.

---

* શિક્ષકે નકશામાંથી આફ્રિકા ખંડ દેખાડી ઘટતા વિવેચનથી સમજણ આપવી.

+ હિમાલય વિષે પણ ઉપલી વાત લક્ષમાં રાખવી.

ઉત્તર કાઠિઆવાડમાં પહેલાં દરીઓ હતો તે પાછો હઠી ગયો. તે વખતે ચુનાનાં દરો કરીને રેહેલાં અસંખ્ય જીવડાંએ પોતાનાં ખોખાંથી પત્થર બનાવ્યા છે, અને તેથી તે પ્રદેશ બન્યો. પોરબંદરી તરીકે ઓળખાતા પત્થર તથા ધ્રાંગદ્રાના પત્થર એ જાતના છે.

કચ્છની જમીન ઘણી વખત ઉંચી નીચી થયા કરે છે.

## કૃતિ.

૧ મુંબઇ ઇલાકાની નીચી જમીન અને ઉંચી જમીન દેખાડનારો નકશો દોરો. તેમાં જુદી જુદી ઉંચાઇ દેખાડવા જુદા જુદા રંગ પૂરો.

૨. જો મુંબઈ ઇલાકાની જમીન ૬૦૦ ફુટ નીચી બેસી જાય તો શા ફેરફાર થાય ?

૩. દક્ષિણમાં જ્વાળામુખી ફાટી નીકળ્યા, તે પહેલાંના સમયનો મુંબઇ ઇલાકાનો ભૂતળરચનાનો કાલ્પનિક નકશો દોરો.

૪. સિંધ, ગુજરાત અને મહારાષ્ટ્રમાં જમીનનો ઢાળ કયી દિશા તરફનો હશે, તે નકશો જોઇને જણાવો.

## પર્વતો.

**હાલા**—**સિંધ**ની પશ્ચિમ સરહદ ઉપર આ પર્વત આવેલો છે. તેનાથી **સિંધ** અને **બલુચિસ્તાન** જુદા પડે છે.

**અરવલ્લી**—આ ડુંગરાઓની હારનો ઘણો ભાગ **રજપુતાના**માં આવેલો છે, પણ તેનો એક છેડો ગુજરાતની ઈશાન તરફની સરહદે પડેલો છે. હિંદુસ્તાનમાં આ સૌથી જુનો પર્વત છે. આ પર્વતનું સૌથી ઉંચું **આબુ શિખર** ગુજરાતની હદની પાસેજ આવેલું છે. તે ***હિમાલય** અને **નીલગિરિ**ની વચ્ચે સૌથી ઉંચું શિખર છે, તેથી ત્યાં આજુબાજુના ઘણા લોક હવા ખાવા જાય છે. તે શિખર ઉપર ગુજરાતના રજપુત રાજાના કારભારીઓ વિમળશા અને વસ્તુપાળ તથા તેજપાળે બંધાવેલાં જૈનોનાં સુંદર દહેરાં છે. **અંબાભવાની** અને **બ્રહ્મખેડ** એ બે પવિત્ર સ્થળો આ પર્વતમાંજ આવેલાં છે.

---

* હિમાલય અને નીલગિરિની ઘટતી વાત કર્યા પછી મુકાબલો કરવો.

**વિંધ્યાચળ**:—આના પશ્ચિમ છેડાના ફાંટા રેવાકાંઠાની હદમાં છે, અને તેને લીધે અહી અને **નર્મદા**ના પ્રદેશ જુદા પડે છે.

**સાતપુડા**—સાતપુડાના ફાંટા ખંભાતના અખાતની પાસેના કિનારાના પ્રદેશથી લગભગ શરૂ થાય છે. તે **નર્મદા**ની દક્ષિણે આવેલો છે. તેનો જંગલમાંનો એક ફાંટો **રાજપીપળા**ના ડુંગરને નામે ઓળખાય છે.

**સહ્યાદ્રિ**:—મુંબઈ ઇલાકાને પશ્ચિમ કિનારે **તાપી** નદીની ખીણના દક્ષિણે આ પહાડ ઉત્તર દક્ષિણ પડેલો છે. તેનું બીજું નામ **પશ્ચિમઘાટ** છે. પૂર્વ દિશાએ તેના ઘણા ફાંટા નીકળેલા છે. તેમાં **તાપી** અને ગોદાવરીના વચ્ચે **સતમાળા** ( અથવા **અજન્ટા** ) અને **ભીમા** અને કૃષ્ણાની વચ્ચે **મહાદેવની ટેકરીઓ** મુખ્ય છે.

મુંબઇ ઇલાકાની હદમાં આ પર્વત ઉપર લગભગ સો પહાડી કિલ્લા છે, અને તે બધામાં રાયગઢ, પ્રતાપગઢ વગેરે મહારાષ્ટ્રના ઇતિહાસમાં જાણીતા છે.

**મહાબળેશ્વર** (૪,૮૦૦ ફુટ), **માથેરાન**, **દેવલાલી**, **લોનાવલા** એ શિખરો હવા ખાવાના સ્થળ તરીકે પ્રખ્યાત છે. ઉનાળામાં ગવર્નર સાહેબ મહાબળેશ્વરમાં રહે છે. તેનું મુંબઇ ઇલાકામાં સૌથી ઉંચું શિખર કલસુબાઈ (૫,૪૨૭) ઉંચું છે.

લોનાવલા પાસે પર્વતનું પાણી બંધથી ઘેરી લેવામાં આવ્યું છે. તે પાણીને ઉંચેથી જોઇએ તે પ્રમાણમાં પડવા દઇ તેની શક્તિમાંથી વીજળી ઉત્પન્ન કરવાનું કારખાનું ચાલે છે.

## કૃતિ.

૧. મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં પહાડો દેખાડો.

૨. મુંબઇ ઇલાકાનો માટીનો નકશો બનાવો. તેમા પહાડ, ઉંચી જમીન, અને નીચી જમીન બતાવવા માટી ઉંચી નીચી ગોઠવો.

# નદીઓ.

એકલા મુંબઇ ઇલાકાનીજ હદમાં વહેતી હોય તેવી મોટી નદીઓ નથી. જે મોટી નદીઓ છે, તે મુંબઈ ઇલાકા સિવાયના બીજા પ્રદેશોમાં પણ વહે છે. દૂરના પહાડોમાં એ નદીઓનાં મૂળ છે.

**સિંધુ**:—આ સિંધની મુખ્ય નદી છે, અને તે નદી ઉપરથીજ તે પ્રાંતનું નામ પડયું છે. હિંદુસ્તાન નામ પણ સિંધુ ઉપરથી પડયું છે. હિંદુસ્તાનની સૌથી લાંબી નદી આ છે. તે હિમાલયના કૈલાસ શિખર પાસેથી નીકળી બીજા પ્રાંતોમાં વહી સિંધમાં દાખલ થાય છે. સિંધમાં દાખલ થતા પહેલાં તેને મળનારી મોટી નદીઓ જેલમ, ચિનાબ, રાવી, બિઆસ ને સતલજ મળી ગઇ હોય છે.

સિંધની આબાદી સિંધુ નદીને આભારી છે. સિંધમાં વરસાદ ઓછો પડે છે, તેથી ઘણી વસ્તી આ નદીની બન્ને બાજુએ વસેલી છે. આ નદી ખેતી તેમજ વપરાશને માટે પાણી પુરૂં પાડે છે એટલુંજ નહિ, પણ તે જે કાંપ ઘસડી લાવે છે, તેને લીધે જમીન ફળદ્રુપ બને છે. તે અરબી સમુદ્રને મળે છે, તે જગાએ કાંપ ઠરવાથી લગભગ સવાસો માઇલ લંબાઇના કિનારાનો ત્રિકોણાકાર પ્રદેશ (ડેલ્ટા) બન્યો છે.

આ નદી કેટલાક સમયથી તેનો પ્રવાહ પશ્ચિમ તરફ બદલતી જાય છે, તેથી પૂર્વ તરફના ભાગ પાણી વગર ઉજ્જડ થતા જાય છે. આ અટકાવવાને અને ખેતી માટે નહેરોથી વધારે પ્રમાણમાં પાણી પુરૂં પાડવા માટે સક્કર આગળ મોટો બંધ બાંધવામાં આવે છે. આ નદી હિંદુઓની મુખ્ય પવિત્ર નદીઓમાંની એક ગણાય છે

**સાબરમતી**:- અરવલ્લી પર્વતમાંથી નીકળી મહીકાંઠામાં થઇ અમદાવાદ જિલ્લામાં દાખલ થાય છે. પછી કેટલાક માઇલ અમદાવાદ જિલ્લામાં વહીને અમદાવાદ અને ખેડાની સરહદ વચ્ચેથી વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. નદીનો પ્રવાહ ધીમો છે, અને

ફારી ઋતુમાં તેમાં પાણી થોડુંજ હોય છે, તેમજ કિનારા ઉંચા છે, તેથી તેના પાણીનો ઉપયોગ ખેતીના કામમાં બહુ થઇ શકતો નથી. આ નદીનું માહાત્મ્ય (મોટાઈ) *ગંગા જેટલું ગણાય છે, તેથી કહેવાય છે કે ' કળિયુગે સાબરમતી ગંગા, ' અમદાવાદની દક્ષિણે વૌઠા આગળ સાબરમતી, હાથમતી, ખારી, માઝમ, મેશ્વો, વાત્રક અને શેઢી એ સાત નદીઓનાં પાણી એકઠાં થાય છે. તેથી તે ક્ષેત્ર ઘણું પવિત્ર મનાય છે, અને ત્યાં કાર્તિકી પુનેમે મોટી જાત્રા ભરાય છે.

**મહીઃ**—વિંધ્યાચળનો પશ્ચિમ છેડો ઉત્તર તરફ અરવલ્લીને મળે છે, ત્યાં આગળથી નીકળી આ નદી પહેલાં ઉત્તર તરફ વહે છે. પછી પશ્ચિમ તરફ ફંટાય છે, અને છેવટે ખંભાતના અખાતને મળતાં સુધી નૈઋર્ત્ય ખુણામાં વહ્યા કરે છે. ગુજરાતમાં તે સૌથી પહેલી મહી-કાંઠામાં દાખલ થાય છે અને પછી તેનો જમણો કાંઠો ખેડા જિલ્લો અને ખંભાત રાજ્યની હદ નક્કી કરે છે, અને ડાબો કાંઠો પંચમહાલ જિલ્લો, વડોદરા રાજ્ય, અને ભરૂચ જિલ્લાની સરહદ બને છે.

મહીના કાંઠા ઉંચા હોવાથી તેનું પાણી ખેતરોને પહોંચી શકતું નથી. વળી તે એટલી ઉંડી છે, કે કાંઠાની પાસેના કુવાતળાવનાં પાણી તેના પ્રવાહમાં ખેંચાઇ જાય છે. મહીના ઉંચા કાંઠા, તેનાં કોતરોમાં લુંટ કરનારા કોળીઓનો વાસ, અને પૂર વખતે તેનાં મોજાં ભયંકર હોવાથી આગગાડી થઇ તે પહેલાં મહી ઉતરવામાં જોખમ મનાતું; તેથી કહેવત પડી છે કે " ઉતર્યાં મહી ને થયા સહી."

**નર્મદાઃ**—હિંદુસ્તાનની આ સૌથી પ્રાચીન નદી છે, અને ગુજ-રાતની નદીઓમાં સૌથી પવિત્ર અને મોટી છે. જે વખતે ગંગાયમુનાની ઉત્પત્તિ થઇ નહોતી અને સિંધુ પણ નહોતી, તે વખતમાં પણ આ નદી વહેતી હતી. તે મધ્ય પ્રાંતોમાં વિંધ્યાચળ અને અમરકંટક ડુંગર-માંથી નીકળી માળવામાં થઇ ગુજરાતમાં દાખલ થાય છે. તે વખતે તેને ઉત્તર કાંઠે છોટાઉદેપુર અને દક્ષિણ કાંઠે પશ્ચિમ ખાનદેશ આવી

---

* ગંગાની પવિત્રતાનો ખ્યાલ આપી મુકાબલો કરવો.

રહે છે; આગળ ચાલતાં **વડોદરા** રાજ્યનો **વડોદરા** પ્રાંત અને દક્ષિણે રાજપીપળા રાજ્યની હદ આવે છે, ને છેવટે **ભરૂચ** જિલ્લાના બે ભાગ કરી **ખંભાતના** અખાતને મળે છે.

ગુજરાતની હદમાં નદીનો જેટલો ભાગ છે, તેટલા ભાગમાં હોડીઓ ફરી શકે છે. આ નદીએ ઘસડી આણેલા કાંપના ઠરવાથી કપાસને લાયકની ફળદ્રુપ જમીન બનેલી છે. આ નદીને કાંઠે પવિત્ર તીર્થ આવેલાં છે, તેમાં **ચાણોદ**, **શુક્લતીર્થ** અને **ભરૂચ** એ મુખ્ય છે.

**તાપી**:—**મધ્ય** પ્રાંતમાં **સાતપુડા** પર્વતમાંથી નીકળી **મધ્ય પ્રાંત** અને **વરાડમાં** થઈ આપણા ઇલાકામાં દાખલ થાય છે. આ ઇલાકામાં તે પહેલી પૂર્વ **ખાનદેશ** અને **પશ્ચિમ ખાનદેશમાં** વહે છે, અને પછી ગુજરાતમાં દાખલ થાય છે. ગુજરાતમાં તે પહેલા પચાસ માઇલ પહાડ અને જંગલમાં થઇને અને પછી સીત્તેર માઇલ **સુરત** જિલ્લાના મેદાનમાં થઇને વહે છે, અને છેવટે **અરબી** સમુદ્રને મળે છે **તાપીને** કિનારે ૧૦૮ તીર્થ પવિત્ર મનાય છે, તેમાં **બહુધાન** મુખ્ય છે.

**ગોદાવરી**:—તેનું મૂળ **અરબી** સમુદ્રથી લગભગ પચાસ માઇલ દૂર છે, અને **નાશિક** અને **અહમદનગર** જિલ્લામાં થઇ **નિઝામના** રાજ્યમાં પ્રવેશ કરે છે. તે **નાશિક** પાસે પશ્ચિમઘાટમાંથી નીકળે છે. તેનું વહેણ પૂર્વ તરફનું છે. તે પવિત્ર નદી મનાય છે. **રામ**, **સીતા** અને **લક્ષ્મણ** વનવાસ વખતે આ નદીને કિનારે રહ્યાં હતાં એમ મનાય છે. આ નદી ઉપર આવેલાં **નાશિક** અને **ત્ર્યંબક** જાત્રાનાં ધામ છે.

**કૃષ્ણા**:—**મહાબળેશ્વર** પાસે **પશ્ચિમઘાટમાંથી** નીકળે છે. તેનું મૂળ સમુદ્રથી લગભગ ચાળીસ માઇલ દૂર છે. તે શરૂઆતમાં અગ્નિ કોણ તરફ વહે છે, અને ત્યાર પછી તેનો પ્રવાહ પૂર્વ તરફ થાય છે. તે **સતારા** જિલ્લો, **કોલ્હાપુર** રાજ્ય, **બેલગામ** જિલ્લો, **જામખંડી** જાગીર. અને **બીજાપુર** જિલ્લામાં થઇ **નિઝામના** રાજ્યમાં જાય છે.

## ધોધ.

**સુરપાણ:**—નર્મદા નદીમાં ચાણોદથી થોડે દૂર સુરપાણનો ધોધ છે.

**ગેરસપ્પા:**—પશ્ચિમઘાટમાંથી નીકળતી **શીરાવતી** નદી ઉત્તર કાનડામાં નવસો ફુટની ઉંચાઇએથી એકદમ નીચે પડે છે, તેથી સુંદર દેખાવ થઈ રહે છે. આ ધોધ આખી દુનિયામાં સૌથી વધારે ઉંચાઇએથી પડે છે.

## કૃતિ.

૧. નદીઓની લંબાઇ નકશા ઉપર દોરી મૂકીને માપો, અને લંબાઇના પ્રમાણમાં નદીઓને નંબર આપો.

૨. પશ્ચિમઘાટમાંથી નીકળતી નદીઓ પૂર્વ તરફ અને પશ્ચિમ તરફ વહે છે. તેમાંથી કયા દિશા તરફ વહેતી નદીઓમાં પાણી વધારે ઝડપથી વહેતાં હશે?

૩. મુંબઈ ઈલાકાનો માટીનો નકશો બનાવી તેમાં પહાડો, નદીઓ, તથા ઉંચી નીચી જમીન બનાવો.

## જમીન.

ભૂતળરચનાનો નકશો જોશો તો તમને માલમ પડશે, કે સિંધનો ઘણો ભાગ સપાટ મેદાન છે. તેની પૂર્વનો ઘણો ભાગ રણ છે. તેની જમીન સિંધુ નદીએ ઠારેલા કાંપની બનેલી છે, અને તે ઘણે ભાગે કાળી છે.

કચ્છની ઉત્તરે કચ્છનું મોટું રણ આવેલું છે. તે રણ પૂર્વથી પશ્ચિમ લંબાઇમાં ૧૬૦ માઇલ, અને ઉત્તર–દક્ષિણ ૮૦ માઈલ છે. કચ્છની પૂર્વમાં નાનું રણ આવેલું છે. તે પૂર્વ–પશ્ચિમ ૮૦ માઇલ અને ઉત્તર–દક્ષિણ ૧૦ થી ૪૦ માઈલ છે. દેખાવમાં અને રચનામાં આ બન્ને રણમાં ખાસ તફાવત નથી. ચોમાસામાં કેટલીક વખત દરીઆનું પાણી ફરી વળે છે, અને બનાસ અને લુણીનું પાણી આવે છે, તેથી આ બન્ને રણ ખારા પાણીથી ઢંકાઈ જાય છે.

ઘણાં વર્ષ પહેલાં રણની જગાએ દરીઓ હતો, પણ તે જગા ઉંચી થવાથી દરીઆનું પાણી ખસી ગયું. સિકંદરે (ઇ. સ. પૂર્વે ૩૨૫) રણને મોટું સરોવર જોયું હતું, તે વખતે સિંધુ નદીનું પાણી રણ ઉપર ફરી વળ્યું હતું. તેમાં પહેલાં વહાણો ફરી શકતાં હતાં, તેની નિશાનીઓ માલુમ પડી છે.

જ્યારે સૂર્યનો તાપ પડે છે, ત્યારે ખારવાળી જમીનમાં મૃગજળ દેખાય છે. માત્ર કોઈ ખડકવાળી ઉંચી જમીન ઉપરજ પાણી મળે છે. કોઈ ભૂલું પડેલું પક્ષી કે હરણ, જંગલી ગધેડાં અથવા ઊંટની વણજાર સિવાય બીજું કંઇ જવલ્લેજ જોવા મળે છે. રણની સપાટી ઉપર એકથી ત્રણ ઇંચ મીઠાનો થર છે, પણ તે કડવું હોવાથી બારોબાર કામમાં લઇ શકાતું નથી. તે ચોકખું કરવામાં આવે તો વાપરી શકાય, અને કારખાનાં નીકળે તો બીજા ક્ષાર પણ રણમાંથી મળી શકે.

ગુજરાતમાં પહાડ સિવાયના ભાગમાં જમીન ઘણે ભાગે નદીઓએ આણેલા કાંપથી બનેલી છે, અને તે ફળદ્રુપ છે. તેમાંની કેટલીક ગોરાડુ અને કેટલીક કાળી છે. દરીઆ પાસેની કેટલીક જમીન ખારો પાટ છે.

મહારાષ્ટ્ર ઘણે ભાગે પહાડી છે.

દક્ષિણ વિભાગ ઉચ્ચ પ્રદેશ છે, પણ તેની જમીન મહારાષ્ટ્રના જેવી પહાડી નથી. તેમાં ફળદ્રુપ મેદાનો આવેલાં છે.

## કૃતિ.

૧. જમીનની રચના બતાવનારો મુંબઈ ઇલાકાનો નકશો દોરો. તેમાં રણ, પહાડી ભાગ, ફળદ્રુપ જમીન, વગેરે જુદા જુદા રંગથી બતાવો.

૨. જમીનની રચના બતાવનારો માટીનો નકશો તૈયાર કરો. તેમાં રણ બતાવવા રેતી, પહાડ બતાવવા સડક બનાવવામાં વપરાતા કાળા પત્થર, અને માટી બતાવવા યોગ્ય રંગની માટી વાપરો.

# કિનારો.

મુંબઈ ઇલાકાના પશ્ચિમ કિનારા ઉપર અરબી સમુદ્ર આવેલો છે. હિંદુસ્તાનના બીજા ભાગોના પ્રમાણમાં મુંબઇ ઇલાકાનો ઘણો ભાગ દરીઆની પાસે છે.

કચ્છનો અખાત અને ખંભાતનો અખાત એ બે અરબી સમુદ્રના ફાંટા છે. એ બે અખાતની વચ્ચે કાઠિઆવાડ દ્વીપકલ્પ છે.

કરાંચી, મુંબઇ અને કારવાડ એ મોટાં બંદરો છે. હિંદુસ્તાનનો પરદેશો સાથેનો ઘણો વેપાર મુંબઈ અને કરાંચી મારફત ચાલે છે.

મોટી નદીઓનાં મુખ પાસે ખાડીઓ છે, અને તેમાં વહાણ લંગર કરી શકે છે; પણ મુખ પાસે દર વર્ષે કાંપ ભરવાથી આ ખાડીઓ પુરાતી જાય છે, અને જ્યાં સુધી ખોદાણ કરાવીને મુખની પાસેના માર્ગ ખુલ્લા કરવામાં આવે નહિ, ત્યાં સુધી આગબોટો માટે એ ખાડીઓ નકામી છે. સિંધુ અને ગુજરાતની કેટલીક નદીઓની અંદર મુખથી કેટલાક અંતર સુધી વહાણ ફરી શકે છે. કોંકણની નદીઓ ટુંકી અને ઝડપથી વહેનારી હોવાથી તેમાં વહાણ ફરી શકતાં નથી. કોંકણ સિવાયના મહારાષ્ટ્રનો ભાગ જો કે દરીઆની પાસે છે, પણ વચ્ચે પશ્ચિમઘાટ આવેલો હોવાથી તેને દરીઆનો લાભ મળતો નથી. પશ્ચિમ કિનારાનો વેપાર વહાણો અને નાની આગબોટો મારફત ચાલે છે.

દરીઆમાં ચાંચીઆ લોકો વહાણ લૂંટે નહિ, અથવા દુશ્મન તરફથી કાંઇ નુકસાન થાય નહિ, તેટલા માટે સરકાર કેટલુંક નૌકાસૈન્ય રાખે છે. મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ અરબી સમુદ્રના નૌકાસૈન્યના ઉપરી છે.

## કૃતિ.

૧. મુંબઇ ઇલાકાના જુદા જુદા વિભાગના દરીઆકિનારાની લંબાઇ દોરીથી માપો, અને લંબાઇના પ્રમાણમાં નંબર આપો.

૨. દરેક વિભાગના ક્ષેત્રફળના પ્રમાણમાં તેમના કિનારાની લંબાઇના ક્રમ પ્રમાણે નંબર આપો.

૩. મુંબઇ ઇલાકાનો નકશો દોરી તેમાં બંદરો, અખાતો અને ખાડીઓ દેખાડો. (બંદરો વિભાગોને લગતી હકીકતમાંથી શોધી કાઢવાં.)

## ટાઢ–તાપ.

કોઈ દેશનો અભ્યાસ કરતા હોઇએ, ત્યારે તે દેશમાં ટાઢ–તાપ કેવાં પડે છે તે જાણવું જોઇએ. તમે જાણો છો કે તાપ સૂર્યને લીધે પડે છે, પણ કોઈ વખત વધારે તાપ અને કોઇ વખત ઓછો તાપ શાથી પડે છે? વળી કોઇ ગામમાં જે દિવસે ઓછો તાપ પડે. તેજ દિવસે કોઇ ગામમાં વધારે તાપ શાથી પડે છે?

તમારા ગામમાં કયી જગાએ ઓછો તાપ લાગે છે તે તમને ખબર હશે. તળાવને કિનારે અથવા નદીને કિનારે ઓછો તાપ લાગે છે, અને જળાશયથી દૂર આવેલા ભાગમાં વધારે તાપ લાગે છે. આવીજ રીતે જે દેશની પાસે દરીઓ આવેલો હોય, તે દેશમાં ઓછો તાપ લાગે છે. વળી દરીઆ પાસેના ભાગમાં બહુ ટાઢ પણ વાની નથી.

તમે કોઈ પહાડ ઉપર ચઢયા છો? જો ચઢયા હશો તો તમને ખબર હશે, કે તળેટી કરતાં પહાડ ઉપર તાપ ઓછો લાગે છે. આવીજ રીતે મેદાનના નિચાણના પ્રદેશો કરતાં પર્વતના ઉંચા પ્રદેશોમાં તાપ ઓછો લાગે છે.

દિવસના કયા ભાગમાં તાપ ઓછો લાગે છે, અને કયા ભાગમાં વધારે લાગે છે? બપોરે તાપ સૌથી વધારે હોય છે, અને સવારે તથા સાંજે તાપ ઓછો હોય છે. આનું શું કારણ? બપોરે સૂ નાં કિરણ સીધાં માથા ઉપર પડે છે, તેથી તાપ વધારે લાગે છે; અને સવારે અને સાંજે કિરણ તીરકસ પડે છે, તેથી તાપ ઓછો લાગે છે. આવીજ રીતે વર્ષના જે ભાગમાં કિરણો સીધાં પડે છે તે ભાગમાં

તાપ વધારે પડે છે, તેને આપણે ઉનાળો કહીએ છીએ: અને વર્ષના જે ભાગમાં કિરણો તીરકસ પડે છે, તે ભાગમાં તાપ ઓછો લાગે છે, તેને આપણે શિઆળો કહીએ છીએ.

ભૂતળરચનાના નકશામાં ઉચ્ચ પ્રદેશો અને દરીઆ પાસે કયા મુલક આવ્યા છે તે તપાસો. ઉનાળામાં સૌથી ઓછો તાપ કયા મુલકમાં પડતો હશે તે હવે વિચારો. તેવીજ રીતે સપાટ મેદાનના નિચાણના પ્રદેશો અને દરીઆથી દૂર આવેલા પ્રદેશો શોધી કહાડો. સૌથી વધારે તાપ કયા મુલકમાં પડતો હશે તે વિચારો.

તાપ કેટલો પડયો તે તપાસવાને માટે એક યંત્ર આવે છે, તેને ગરમીમાપક યંત્ર કહેવામાં આવે છે. કોઇને તાવ આવ્યો હોય છે, ત્યારે કેટલો તાવ આવ્યો છે તે જોવા દાક્તર જે યંત્ર વાપરે છે, તેના જેવુંજ આ યંત્ર હોય છે. આવાં યંત્ર ગામેગામ રાખવામાં આવે છે, અને સરકાર તરફથી દરરોજ તાપ કેટલો પડયો તેનું માપ લેવડાવવામાં આવે છે. આ માપની સરાસરી કાઢીને જે માપ માલમ પડયું છે તેને આધારે ઉનાળામાં અને શિઆળામાં તાપ કેટલો પડે છે, તેના નકશા અહીં આપવામાં આવ્યા છે. એક નકશામાં જુલાઇ મહીનામાં એટલે ઉનાળામાં તાપ કેટલો પડે છે, તે બતાવવામાં આવ્યું છે. બીજા નકશામાં જાન્યુઆરિ મહીનામાં એટલે શિઆળામાં કેટલો તાપ પડે છે, તે બતાવવામાં આવ્યું છે.

જાન્યુઆરિનું માપ બતાવનારો નકશો જુઓ. તેમાં ગરમીના અંશ દેખાડનારી લીટીઓ દોરેલી છે. નકશો જોતાં માલમ પડશે કે જેમ દક્ષિણ તરફ જઇએ છીએ, તેમ તાપ વધારે પડતો જાય છે, એટલે ઉત્તર તરફ ટાઢ વધારે પડે છે, અને દક્ષિણ તરફ ઓછી પડે છે. સિંધના છેક ઉત્તરના ભાગમાં ૬૦ અંશથી પણ ઓછો તાપ પડે છે. આ તો સરાસરી કાઢેલી છે. ઓછામાં ઓછો તાપ તો આથી ઘણો ઓછો હોય છે, એટલે છેક ઉત્તરના ભાગમાં બહુજ ટાઢ પડે છે.

# મુંબઈ ઈલાકો: જાન્યુઆરિનું ઉષ્ણતામાન.



કરાંચીની ઉત્તરે થોડે દૂર એક લીટી જાય છે, ત્યાંથી તે લગભગ તાપી નદી સુધી ૬૫ થી ૭૦ અંશ હોય છે. તાપી નદીથી તે મુંબઈ અને પુનાની લગભગ જતી લીટી સુધીના પ્રદેશમાં ૭૦ થી ૭૫ અંશ હોય છે, અને ત્યાંથી દક્ષિણના પ્રદેશમાં ૭૫ થી ૮૦ અંશ સુધી હોય છે.

ઉનાળામાં તાપ કેટલો પડે છે તે જોવાને જુલાઈના માપનો નકશો જુઓ. આ નકશામાં માલમ પડશે, કે ઉત્તર તરફના પ્રદેશોમાં તાપ વધારે પડે છે, અને જેમ દક્ષિણ તરફ જઈએ છીએ, તેમ તાપ ઓછો થતો જાય છે. સિંધના સૌથી ઉત્તર ભાગમાં સરાસરી તાપ ૯૦ અંશથી વધારે હોય છે; જો કે વધારેમાં વધારે તાપ તો ૧૨૦ અંશ સુધી હોય છે. સિંધના મધ્ય ભાગમાં ૯૦ થી ૯૫ અંશ હોય છે. દક્ષિણ સિંધ અને તેની દક્ષિણે આવેલા પ્રદેશમાં ૮૫ થી ૯૦ અંશ હોય છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૮૦ અંશથી પણ ઓછો તાપ પડે છે.

## કૃતિ.

૧. જુલાઈનું ઉષ્ણતામાન બતાવનારો નકશો દોરો. તેમાં જુદા જુદા અંશ દેખાડવા જુદા જુદા રંગ પૂરો.

૨. જાન્યુઆરિનું ઉષ્ણતામાન બતાવનારો નકશો ઉપર મુજબ દોરો.

૩. ભૂતળરચનાનો નકશો દોરી તેના ઉપર જુલાઈનું ઉષ્ણતામાન બતાવનારી લીટીઓ દોરો.

૪. એકજ નકશા ઉપર જુલાઈનું ઉષ્ણતામાન અને જાન્યુઆરિનું ઉષ્ણતામાન બતાવનારી જુદા રંગોની લીટીઓ દોરો.

૫. શિઆળામાં અને ઉનાળામાં ગરમીનો તફાવત વધારેમાં વધારે અને ઓછામાં ઓછો હોય તેવા પ્રદેશો જણાવો.

# મુંબઈ ઈલાકો: જુલાઈનું ઉષ્ણતામાન.



## વરસાદ.

આપણા જીવનનો ઘણો આધાર વરસાદ ઉપર છે, માટે આપણે વરસાદ સંબંધી કાંઈક જાણવું જોઈએ.

ઉનાળામાં તાપ બહુ પડે છે, એટલે દરીઆના પાણીની પુષ્કળ વરાળ બને છે, અને આકાશમાં ઉંચે ચઢે છે. જમીન પણ તપેલી હોય છે, અને તેની જોડે સંબંધમાં આવેલી હવા તપવાથી હલકી થાય છે. અને તે ઉંચી ચઢે છે. તેની જગા દરીઆની ઓછી તપેલી અને ઘટ્ટ હવા લે છે. આ હવા પણ તપીને ઉંચી ચઢે છે, એટલે દરીઆમાંથી બીજી હવા આવે છે. આ પ્રમાણે દરીઆમાંથી ભેજવાળો એટલે વાદળાંવાળો પવન જમીન તરફ વાયા કરે છે. જ્યારે જ્યારે એ વાદળાં કોઇ પર્વતને લીધે આગળ જઇ શકતાં નથી, ત્યારે પર્વતની બાજુએ ઉંચે ચઢે છે, અને પર્વતનાં શિખરો સુધી પહોંચે છે. ત્યારે તે ઠંડીથી ઠરે છે. અને વરસાદ રૂપે નીચે પડે છે.

ચોમાસાના પવન હિંદી મહાસાગર અને અરબી સમુદ્રમાંથી જમીન તરફ વાય છે. એને મુંબઈ ઇલાકામાં પહેલાં પશ્ચિમ કિનારા ઉપર આવેલા સહ્યાદ્રિનાં શિખરો સુધી પહોંચી જાય. એટલે વાદળાં ઠરીને કોંકણમાં વરસાદ પડે છે. જે વાદળાં સહ્યાદ્રિનાં શિખરોથી ઉંચાં જાય છે તે તેના ઉપરથી પસાર થઇ જાય છે, અને પૂર્વ તરફ આગળ પહાડનાં શિખરો રોકનાર મળે છે તો થોડો ઘણો વરસાદ પડે છે. નહિ તો આગળ ચાલ્યાં જાય છે.

તાપી નદીથી ગુજરાતની ઉત્તર હદ સુધી ગુજરાતની પૂર્વે અને ઇશાને અરવલ્લી. દેવગઢબારીઆ, અને રાજપીપળા વગેરે ડુંગરો આવેલા છે, પણ તે બહુ ઉંચા નથી. આ ડુંગરાઓને લીધે થોડાં વાદળાં રોકાય છે. ગુજરાતમાં સાધારણ વરસાદ પડે છે.

સિંધમાં પૂર્વે સરહદ ઉપર મોટું રણ આવેલું છે, અને વાદળાંને રોકનાર પર્વત જેવું કંઇ નથી તેથી વરસાદ નહિ જેવોજ પડે છે.

# મુંબઈ ઈલાકોઃ સરાસરી વરસાદ.



પશ્ચિમઘાટની પૂર્વમાં આવેલા કેટલાક ભાગમાં શિઆળામાં મદ્રાસ તરફથી ભેજવાળો પવન આવે છે. તેને લીધે કેટલોક વરસાદ પડે છે.

વરસાદ કેટલો પડયો તે માપવાને માટે એક યંત્ર આવે છે. તેનાથી વરસાદ મપાય છે. વરસાદનું માપ ઈંચથી થાય છે. એમ ધારો કે લોકો એમ વાત કરે છે કે આપણા ગામમાં એક ઈંચ વરસાદ પડયો. આથી તમે શું સમજ્યા? એનો અર્થ એ કે તમારા ગામની આસપાસ પાળ બાંધી હોત, અને પાણીને જવા દીધું હોત નહિ, તેમજ પાણી જમીનમાં નીચે ઉતરી પણ ન ગયું હોત, અને બીજી કોઈ પણ રીતે વરસાદથી પડેલું પાણી જરાએ ઓછું ન થયું હોત. તો આખા ગામમાં પાણી ભરાઇ રહ્યું હોત તેની ઉંડાઈ એક ઈંચ થાત.

વરસાદ માપવાના યંત્રથી જુદી જુદી જગાઓએ સરકાર તરફથી માપ લેવડાવવામાં આવે છે. કેટલાંક વર્ષોની સરાસરી કાઢીને તે જગાઓએ દર વર્ષે કેટલો વરસાદ પડે છે તે નક્કી કરવામાં આવ્યું છે. આ સરાસરીને આધારે નકશો તૈયાર કરવામાં આવ્યો છે તે જુઓ.

પશ્ચિમઘાટની પાસેના પ્રદેશમાં લગભગ ૧૦૦ ઈંચ વરસાદ પડે છે. અને તે પ્રદેશની આસપાસ બીજો પ્રદેશ આવે છે તેમાં ૬૦ થી ૧૦૦ ઈંચ પડે છે. ત્યાર પછી ૪૦ થી ૬૦ ઈંચનો પ્રદેશ આવે છે. એ પ્રમાણે જેમ પશ્ચિમઘાટથી દૂર જઇએ છીએ તેમ વરસાદ ઘટતો જાય છે.

કાઠિઆવાડમાં ટેકરાઓ આવેલા છે. ત્યાં તે પ્રદેશની આસ-પાસના બીજા ભાગ કરતાં કાંઇક વધારે વરસાદ પડે છે. સિંધના ઘણા ભાગમાં પાંચ ઇંચથી પણ ઓછો વરસાદ પડે છે.

## કૃતિ.

૧. મુંબઈ ઇલાકામાં પડતો વરસાદ બતાવનારો નકશો કાઢો. તેમાં જુદાં જુદાં માપ દેખાડવા જુદા જુદા રંગ પૂરો. (સૌથી વધારે વરસાદ દેખાડવા ઘેરા અને ઓછો વરસાદ દેખાડવા આછા રંગ પસંદ કરવા.)

૨. પશ્ચિમઘાટ મુંબઈ ઇલાકાની પૂર્વ સરહદ ઉપર ખસેલા હોત, તો વરસાદ ઉપર શી અસર થાત ?

૩. ગુજરાતની સરહદ ઉપરના પર્વતો ન હોત, તો વરસાદ ઉપર શી અસર થાત ?

૪. હાલા પર્વત સિંધની પૂર્વ સરહદ ઉપર હોત, તો વરસાદ ઉપર શી અસર થાત ?

---

## વનસ્પતિ.

કોઈ પણ જમીનમાં ગમે તે જાતની વનસ્પતિ ઉગી શકતી નથી. વનસ્પતિને આપણી માફક જીવવાને માટે ખોરાક લેવા પડે છે. આ ખોરાક જમીન, હવા અને પાણીમાંથી મળે છે. દરેક જાતની વનસ્પતિનો ખોરાક એકજ જાતનો નથી. તેમજ બધી વનસ્પતિને એકજ જાતની હવા માફક આવતી નથી. આથી જુદી જુદી જમીનમાં અને જુદી જુદી હવા પ્રમાણે જુદી જુદી વનસ્પતિ ઉગે છે. ગરમીમાં અને ભેજમાં તફાવત પડે છે, તે પ્રમાણે પણ વનસ્પતિમાં ફેરફાર થાય છે. આથી કરીને આપણે બધી જગાએ એકજ જાતની વનસ્પતિ જોતા નથી.

રણના પ્રદેશમાં જ્યાં સમળગું પાણી હોતું નથી અને ફક્ત રેતીજ હોય છે, ત્યાં કોઈ જાતની વનસ્પતિ ઉગતી નથી. રણના કાંઠાના પ્રદેશોમાં વર્ષના ઘણા ભાગમાં પાન ન દેખાતાં હોય એવી કાંટાવાળી ઝાંખરાં જેવી વનસ્પતિ થાય છે; તેથી કરીને સિંધ, કચ્છ, પાલણપુર, કાઠિઆવાડ, અને તળ ગુજરાતના રણ પાસેના પ્રદેશમાં થોર, ખરસાંડી, કેરડા, અને બાવળ જેવી વનસ્પતિ અને થોડી ઘાસ થાય છે.

પહાડી જમીનમાં પણ કંઈ ઉગતું નથી. પણ ચોમાસામાં અથવા બીજી ઋતુમાં જ્યાં પાણી હોય તેવી જગાએ ખુલ્લા ભાગોમાં લીલ, અને છાયાવાળી જગાએ લીલ ઉપરાંત હંસરાજ અને તેવી એકજ જાતની વનસ્પતિ ને નીચું ઘાસ થાય છે.

પહાડની પાસે અને બાજુઓ ઉપર જ્યાં માટી બનેલી હોય, અને વરસાદ અનુકૂળ પડતો હોય ત્યાં જાતજાતની વનસ્પતિ ઉગી નીકળે છે અને જંગલ બને છે. કાઠિઆવાડમાં ગોર, ગુજરાતમાં પંચમહાલ, લુણાવાડા, રાજપીપળા, ડાંગ વગેરે, તેમજ પશ્ચિમઘાટનાં જંગલો ઘણી વનસ્પતિથી ભરપુર છે. આ જંગલોમાં સાગ, ટનછ, ખેર, સીસમ, વાંસ, બાખરો, આસંદરો, આશોપાલવ, ઉમરડો વગેરે ઘણી જાતનાં ઝાડ થાય છે. પશ્ચિમઘાટનાં જંગલોમાં સાગ સારો થાય છે, અને કોંકણ તરફનાં જંગલોમાં સુખડ પણ થાય છે.

જંગલો સિવાય સપાટ મેદાનોમાં ઝાડમાં વડ, પીપળો, લીમડો, આમલી, મહુડો, રાવણ, જાંબુડો, આંબો, અને બાવળ ઘણી જગાએ માલમ પડે છે. દરીઆકિનારા પાસેના પ્રદેશોમાં તાડ, ખજુરી, નાળિએરી વગેરે માલમ પડે છે.

---

## પાક.

ઉપર બતાવેલી કુદરતી રીતે ઉગેલી વનસ્પતિ ઉપરાંત માણસોએ જાતમહેનતથી જમીન સુધારી ખેડ કરી પોતાના ઉપયોગમાં આવે અને સારો નફો થાય. અને હવાપાણીને અનુકૂળ હોય તેવી વનસ્પતિ ઉગાડી છે. ખોરાક તરીકે ઉપયોગમાં આવતાં જાતજાતનાં અનાજ, કઠોળ, શાકતરકારી, ફળઝાડ, ફુલઝાડ, તેલી બીઆં, કપાસ, શણ, બીડી વગેરે અનેક જાતની વનસ્પતિ યોગ્ય જમીનમાં ઉગાડવામાં આવે છે.

**સિંધ:—સિંધની** જે જમીન કાંપની બનેલી છે. કાળી છે, અને જ્યાં પાણીની સગવડ છે, ત્યાં કપાસ અને ઘઉં એ મુખ્ય પાક છે.

**ગુજરાત:**—કાઠિઆવાડમાં મક, બાજરી, બંટી વગેરે સાધારણ અનાજ અને કપાસ થાય છે. **ભાલમાં** ઘઉં અને કપાસ થાય છે. ખેડા જિલ્લામાં તમાકુ. **પંચમહાલમાં** મકાઇ, **ભરૂચમાં** કપાસ, **સુરતમાં** કપાસ અને ડાંગર એ મુખ્ય પાક છે. આ ઉપરાંત જાતજાતનાં અનાજ વાવવામાં આવે છે.

**મહારાષ્ટ્ર:**—ઉચ્ચ પ્રદેશમાં જ્યાં હવા સમશીતોષ્ણ છે. ત્યાં જાતજાતના મેવા થાય છે. સપાટ પ્રદેશમાં કપાસ. તેલી બીઆં, ઘઉં, બાજરી વગેરે થાય છે.

**કોંકણ:**—મુખ્ય પાક ડાંગર છે.

**કર્ણાટક:**—અહીંનો પાક મહારાષ્ટ્રના જેવાજ છે.

## પ્રાણી.

પાળેલાં પ્રાણીઓમાં રણવાળા પ્રદેશોમાં ઊંટ અને ગધેડાં માલમ પડે છે. તે સિવાય બીજા બધા ભાગોમાં ગાય, ભેંસ. બકરાં. ઘેટાં માલમ પડે છે. કચ્છ અને કાઠિઆવાડ ઘોડાને માટે ઘણા વખતથી પ્રખ્યાત છે.

જંગલી પશુમાં હરણ, ડુક્કર, રીંછ, દીપડા. વાઘ વણખેડાએલા ભાગોમાં માલમ પડે છે. **ગીરનારની** પાસેના જંગલમાં સિંહ માલમ પડે છે. પણ તેમની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ છે.

## લોકો.

**અનાર્યો:**—મુંબઇ ઇલાકાના મૂળ વતનીઓ અનાર્યો હતા. તેમના વંશજો ભીલ, નાયકડા, કાળી, વાઘેર, દુબળા વગેરે ટેકરીઓ અને જંગલોમાં વસે છે. ગુજરાતમાં તેઓ **પંચમહાલ,** રેવાકાંઠા, **સુરત** જિલ્લો અને **સુરત** એજન્સિ, તથા તેની પાસેના **વડોદરા** રાજ્યના મુલકમાં, તેમજ **કાઠિઆવાડમાં** માલમ પડે છે. અનાર્યો દેવીને ખાસ માને છે.

**દ્રાવિડો:**—આર્યોના પહેલાં હિંદુસ્તાનમાં દ્રાવિડો સત્તામાં હતા. તેઓમાં પણ સભ્યતા હતી. વિંધ્યાચલની દક્ષિણના મુલકમાં તેમના વંશજો માલમ પડે છે. કર્ણાટકની કાનડી ભાષા દ્રાવિડોની મુળ ભાષામાંથી ઉતરી આવેલી છે.

**આર્યો:**—આ પ્રજા ઘણા પ્રાચીન કાળમાં હિંદુસ્તાનમાં આવી હતી, અને ધીમે ધીમે બધે પ્રસરી હતી. હિંદુ ધર્મ તેમનોજ સ્થાપેલો છે. હાલના હિંદુઓ થોડેઘણે અંશે આર્યોમાંથી ઉતરી આવેલા છે. જો કે હાલના હિંદુઓમાંના ઘણા લોકો આર્યો અને બીજી પ્રજાઓ જેવી કે દ્રાવિડો, શક લોકો વગેરેના મિશ્રણથી થએલા છે.

**મુસલમાનો:**—સાતમી સદીની શરૂઆતથી તે અઢારમા સદી સુધી પરદેશોમાંથી મુસલમાનોએ અહીં આવ્યા કર્યું, અને તેમાંના કેટલાક અહીં ઘર કરીને રહ્યા. આમ છતાં અહીંના મુસલમાનોનો થોડોજ ભાગ પરદેશીઓમાંથી ઉતરી આવેલો છે.

**પારસી:**—પારસીઓ મુળ ઇરાનમાંથી આવેલા છે. સાતમી સદીના વચલા ભાગમાં ઇરાન અરબ લોકોએ જીતી લીધું, ત્યારે કેટલાક ઇરાનીઓ ઘરબાર છોડી નાઠા, અને આસપાસના પહાડી મુલકમાં સો વર્ષ છુપા ભરાઈ રહ્યા. ત્યાં તેમને ઘણું દુઃખ પડ્યું. ત્યાર પછી તેઓ **ઓરમજ**માં પંદર વર્ષ રહ્યા. ત્યાં પણ તેમને સતાવવામાં આવ્યા. એટલે તેઓ વહાણમાં બેસી બૈરાંછોકરાં સાથે કાઠિઆવાડની દક્ષિણે આવેલા **દીવ** બંદરે ઉતર્યા. ત્યાં કેટલોક વખત રહી **સંજાણ** ગયા. અને **સંજાણ**થી તેઓ દક્ષિણ ગુજરાતમાં પ્રસર્યા.

## વસ્તી.

મુંબઇ ઇલાકાની કુલ વસ્તી લગભગ ત્રણ કરોડ છે, તેમાં પોણો ભાગ હિંદુઓ છે, લગભગ પાંચમો ભાગ મુસલમાનો છે, અને બાકીના ભાગમાં પારસી, યાહુદી, ખ્રિસ્તીઓ વગેરે છે.

જ્યાં જિંદગી સુખેથી ગાળી શકાય ત્યાં ઘણા લોકો વસે છે. અને જ્યાં જિંદગીની અનુકૂળતા ઓછી હોય ત્યાં વસ્તી ઓછી હોય છે.

# મુંબઈ ઈલાકો: વસ્તી.



કરાંચી
થર પારકર
પાલણપુર
મહી કાંઠા
કચ્છ
ઝાલાવાડ
હાલાર
ગોહિલવાડ
સોરઠ
મુંબઈ
ધારવાડ
મુંબઈ ઈલાકો.
વસ્તી
દર ચોરસ માઈલે વસ્તી
૦ થી ૫૦ માણસ
૫૦ થી ૧૦૦
૧૦૦ થી ૨૦૦
૨૦૧ થી ૩૦૦
૩૦૧ થી ૪૦૦
૪૦૦ થી ૫૦૦
G. O. B. D.

વસ્તીનો નકશો જુઓ. સિંધની ઓછી વસ્તી તરફ તમારૂં ધ્યાન ખેંચાશે. ત્યાં વરસાદ ઓછો પડે છે, તેથી ખેતીવાડી થઇ શકે નહિ અને પાણીની તાણ પડે. તેથી નદીની પાસેના મુલકમાંજ વસ્તી છે.

કચ્છ. ઉત્તર કાઠિઆવાડ. અને પાલણપુરમાં પણ તેજ કારણથી વસ્તી ઓછી છે. મહીકાંઠા અને રેવાકાંઠામાં પર્વતો અને જંગલો હોવાથી વસ્તી ઓછી છે.

ખેડા અને સુરતમાં ફળદ્રૂપ જમીનને લીધે વસ્તી ઘણીજ ચાડી છે. આખા જીલાકામાં આવી ચાડી વસ્તી બીજે નથી.

અમદાવાદમાં પાણીની અછતવાળા અને રણ જેવા પ્રદેશો છે, પણ હુન્નરઉદ્યોગને લીધે અમદાવાદ શહેરની વસ્તી વધી ગએલી છે, તેથી જિલ્લાની વસ્તી કાઠિઆવાડ કરતાં વધી છે.

પશ્ચિમઘાટ પાસેના પ્રદેશમાં વસ્તી સારી છે. તેનું કારણ ત્યાં વરસાદની સરળતા છે. પશ્ચિમ ખાનદેશ અને તેની દક્ષિણમાં આવેલા જિલ્લાઓમાં જમીન પહાડી છે અને વરસાદ ઓછો પડે છે, તેથી વસ્તી ઓછી છે. પૂર્વ ખાનદેશમાં થોડો પહાડી ભાગ છે. પણ બાકીની જમીન ફળદ્રૂપ હોવાથી કપાસનો પાક સારો થાય છે. તેથી વસ્તી પાસેના જિલ્લાઓ કરતાં વધારે છે.

---

## ધર્મો.

હિંદુઃ—આ લોક વેદ અને પુરાણમાં જણાવ્યા પ્રમાણે ધર્મ પાળે છે. તેઓ ઘણા દેવદેવીને પૂજે છે. પણ કેટલાક તેમાંથી પોતાના ઇષ્ટદેવનેજ માને છે. તેમાં મુખ્ય બે ભાગ છે; એક શૈવ અને બીજો વૈષ્ણવ. શિવમાર્ગીઓ શિવને પૂજે છે. અને વિષ્ણુમાર્ગીઓ વિષ્ણુના અવતારોમાંથી ગમે તે અવતારને માને છે. છેક નીચી વર્ણના હિંદુઓ સિવાય હિંદુઓ નિત્ય જમતા પહેલાં નાહીને શુદ્ધ થઇને દેવ પ્રીત્યર્થે કંઇક કરે છે.

**જૈન:**—આ લોકો રહેણીકરણીમાં હિંદુઓના જેવાજ છે. તેઓ જીવદયાને વધારે માને છે. તેમાંનો મોટો ભાગ મૂર્તિપૂજક છે. તેઓ તીર્થંકરને પૂજે છે. તેઓ **ઋષભદેવજીને** પહેલા અને **મહાવીર** સ્વામીને છેલ્લા તીર્થંકર માને છે. ગુજરાતમાં તેમનાં ઘણાં સુંદર અને જોવા લાયક દહેરાં છે.

**ઇસ્લામ:**—મુસલમાનો **ઇસ્લામ** ધર્મ પાળે છે. તેમના ધર્મના સ્થાપક **હુઝરત મહંમદ પેગંબર** સાહેબ છે. તેઓનું પવિત્ર પુસ્તક **કુરાન** છે. તેઓ મૂર્તિને માનતા નથી.

**જરથોસ્ત:**—પારસીઓ **જરથોસ્ત** ધર્મ પાળે છે. તેઓ એક ઈશ્વર છે એમ માને છે. અને પંચમહાભૂતોને પૂજે છે. ઈરાનથી આણેલા પવિત્ર અગ્નિ ( આતસ બહેરામ ) ને તેઓ સાચવી રાખે છે. તેમનું મંદિર અગિઆરી કહેવાય છે.

**ખ્રિસ્તી:**—યુરોપીઅનોના સમાગમમાં આવવાથી કેટલાક લોકો ખ્રિસ્તી થયા છે. **બાઈબલ** તેમનું ધર્મપુસ્તક છે, અને મહાત્મા જીસસ ક્રાઈસ્ટ તેમના ધર્મના સ્થાપક છે. ઇસ્વી સન તેજ મહાત્મા ઉપરથી ચાલે છે.

## કૃતિ.

૧. વસ્તીની ઘીચતા બતાવનારો નકશો દોરો. તેમાં જુદી જુદી ઘીચતા બતાવવા જુદા જુદા રંગ પૂરો.

૨. ઝલાકાનો નકશો દોરી તેમાં હાલ અનાર્યો વસતા હોય તે પ્રદેશમાં રંગ પૂરો.

૩. અનાર્યોના રહેઠાણવાળા પ્રદેશની વસ્તી આછી કેમ છે, તે સમજાવો.

---

## ધંધા.

વસ્તીનો મોટો ભાગ ( લગભગ ૬૪ ટકા ) ખેતીવાડીમાંથી ગુજરાન ચલાવે છે. બીજો થોડો ભાગ જંગલની પેદાશ એકઠી કરીને અથવા ભરવાડનું કામ કરીને ગુજરાન ચલાવે છે. આવી રીતે લોકોના મોટા ભાગનો આધાર જમીન અને તેથી થતી પેદાશ ઉપર છે.

આ ઉપરાંત કેટલાક લોકો માલ લાવવા લઇ જવા માટે વાહનો ફેરવવાનું કામ કરે છે. વળી કેટલાક લોકો મકાનો બાંધવાનું અગર ખેડુતનાં ઓજારો તૈયાર કરવાનું કામ કરે છે. આમ આ બધા પણ જમીન ઉપર આડકતરી રીતે આધાર રાખનારા છે.

વસ્તીનો બહુજ થોડો ભાગ ઉદ્યોગોમાં રોકાએલો છે. ગુજરાતનાં મોટાં શહેરો **મુંબઈ, સોલાપુર** વગેરે સ્થળે સુતર વણવાની મીલો છે. તેમાં કેટલાકને રોજી મળે છે. જે પ્રદેશોમાં કપાસ ઉગે છે. તે પ્રદેશોમાં કપાસ લોઢવાનાં જીન છે. આ ઉપરાંત મોટાં શહેરોમાં પરચુરણ કામનાં કારખાનાં છે.

એ સિવાય બાકીના લોકો વેપાર અથવા નોકરી કરીને ગુજરાન ચલાવે છે.

**ખનીજો:**—આ ઇલાકામાં ખનીજો કાઢવાનું કામ મોટા પાયા ઉપર થતું નથી. ખારાઘોડા અને દરીઆકિનારાના કેટલાક ભાગમાં મીઠું પકવવાનું કામ થાય છે. મકાનો બાંધવા માટેના પત્થર પહાડોમાંથી ખોદી કાઢવામાં આવે છે. **સિંધમાં** ફટકડી તૈયાર કરવામાં આવે છે.

**પંચમહાલમાં** શિવરાજપુર પાસેના ડુંગરોમાંથી **મેંગેનીઝ** ખોદી કાઢવામાં આવે છે.

## નિકાસ અને આયાત.

આપણે ત્યાં ખેતી અને જંગલની પેદાશ ઘણી થાય છે. તેમાંથી આપણી જરૂરિઆત કરતાં વધારાનો માલ પરદેશ મોકલીએ છીએ.

આમાં મુખ્યત્વે કરીને જાતજાતનાં અનાજ, તેલી બીઆં, અને રૂ છે. તૈયાર થએલા માલમાંથી આપણી મીલોમાં પેદા થએલું કાપડ હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં અને થોડું પરદેશ જાય છે.

તૈયાર થએલું પરદેશી કાપડ, ખાંડ, જાતજાતના રંગ, સ્ટેશનરીનો સામાન, દવાઓ, કેરોસીન વગેરે દરરોજની જરૂરિઆતનો કેટલોક સામાન આપણે પરદેશથી મંગાવીએ છીએ.

આપણી મીલો અને કારખાનાં માટે સાંચાકામ, તેમાં બાળવાના ખાણના કોલસા, અને બીજો સામાન બહાર ગામથી મંગાવીએ છીએ.

---

## વેપારના માર્ગ.

અસલના વખતમાં જ્યારે આગગાડી નહોતી, ત્યારે એક જગાએથી બીજી જગાએ ગાડામાં જવાતું. માલ લઈ જવા માટે પોઠોની વણઝાર જતી, અને વણઝારાઓ બળદની પીઠ ઉપર માલ લઇ જતા. જાત્રાએ જવા લોકો એકઠા થઇ સંઘ કહાડતા. દૂરની મુસાફરી માટે વળાવા લીધા સિવાય જવાતું નહિ. આ રીતે મુસાફરી કરવામાં ઘણો વખત જતો, અને ઘણી ઘણી અડચણો પડતી. વળી આ અડચણો ઉપરાંત લૂંટાવાનો પણ ભય રહેતો. ચોમાસામાં ચીલાનું ઠેકાણું હોય નહિ, અને નદીનાળાં ઉપર હાલની માફક પૂલની ગોઠવણ નહોતી, તેથી ચોમાસામાં મુસાફરી ભાગ્યેજ થઇ શકતી.

તે વખતે મોટી નદીઓમાં હોડીઓ અને નાનાં વહાણ મુસાફરો અને માલ લાવવા લઇ જવાનું કામ કરતાં. પશ્ચિમનો દરીઆકિનારો ચોમાસા સિવાય જતી આવતી હોડીઓ અને વહાણોથી હારાદોર રહેતો, પણ વહાણોને પવન ઉપર ઘણો આધાર રાખવો પડતો. વળી વહાણોમાં પણ ચાંચીઆઓની બીક રહેતી. અખાત્રીજે (વૈશાખ સુદ ૩) વહાણો ફરતાં બંધ થતાં, તે પછી નાળિએરી પુનેમે (શ્રાવણ સુદ ૧૫) સફર શરૂ કરવામાં આવતી.

# મુંબઈ ઈલાકો વહેવારના માર્ગ.



પરદેશો જોડે વેપાર મોટાં વહાણો મારફત ચાલતો, અને ગુજરાતના સાહસિક વેપારીઓ ઈરાન, આફ્રિકા, જાવા વગેરે પ્રદેશો સાથે વેપાર ખેડતા. ગુજરાતના ચાંચીઆ છેક સોકોટ્રા સુધી લૂંટ ચલાવતા.

રેતાળ મુલકોનો વેપાર ઊંટ ઉપર ચાલતો. સાધારણ સપાટ પ્રદેશમાં ગામેગામ રાયકાઓ ઝડપથી મુસાફરી કરનારી સાંઢણીઓ રાખતા, અને તેમને લોક ગરજના પ્રમાણમાં પૈસા આપતા.

હવે એક ગામથી બીજે ગામ જવા માટે આગગાડી થઈ છે. જે ગામોમાં હજી આગગાડી નથી થઇ, તે ગામોમાં પણ મોટાં ગામો અથવા રેલ્વે સ્ટેશન સાથે જોડનારી પાકી સડકો થએલી છે. નદીઓમાં ચાલતી હોડીઓ ઓછી થઇ છે, અને કિનારાનાં વહાણોમાં ચાલતો વેપાર ઘટયો છે; પણ પરદેશો જોડેનો વેપાર મુંબઇ અને કરાંચી બંદર મારફત ધમધોકાર આગબોટોમાં ચાલે છે. આગબોટો ભરદરીએ ચોમાસામાં પણ ચાલ છે.

તમે આગગાડી તો જોઇ હશે, અને કદાચ તેમાં બેઠા પણ હશો. તે કેવી ઝડપથી ચાલે છે? જેટલી મુસાફરી ગાડામાં એક દિવસમાં ન થાય, તેટલી આગગાડીમાં એક કલાકમાં થાય છે. વળી તે કેટલા બધા લોકો અને કેટલો બધો સામાન ખેંચી જાય છે?

વેપારના માર્ગનો નકશો જુઓ. ગુજરાતનાં મોટાં ગામોને જોડનારી એક મોટા માપની પાકી સડક (લાઇન) છે, તેને ટુંકામાં **બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે** કહેવામાં આવે છે. તેનું આખું નામ **મુંબઇ, વડોદરા** અને **મધ્ય હિંદુસ્તાન** રેલ્વે છે. તે લાઇનનો એક ભાગ **મુંબઇથી વીરમગામ** સુધી છે, અને તેના ઉપર તળ ગુજરાતનાં શહેરો અને લગભગ બધાં મોટાં ગામ આવી જાય છે.

તળ ગુજરાતમાંથી કાઠિઆવાડ જવા માટે એક નાના માપની લાઇન **અમદાવાદથી ધોળકા** થઇ **બોટાદ** સુધી જાય છે, અને ત્યાંથી **ભાવનગર** અથવા કાઠિઆવાડનાં બીજાં ગામોમાં જઇ શકાય છે. બીજી નાના માપની લાઈન **વીરમગામથી વઢવાણ** તરફ જાય છે. જુદી જુદી લાઇનો મારફત વઢવાણથી કાઠિઆવાડનાં બીજાં શહેરોમાં જઇ શકાય છે.

**વીરમગામથી** એક મોટી લાઈન **ખારાઘોડા** સુધી જાય છે. ખારાઘોડાનું મીઠું આ લાઈન મારફતે દેશના બીજા ભાગોમાં જાય છે. એક બીજી નાના માપની લાઇન **વીરમગામથી મહેસાણા** સુધી જાય છે. તે લાઇન મારફત કાઠિઆવાડનો રજપુતાના સાથેનો સંબંધ થાય છે. ઉત્તર ગુજરાતનાં બીજાં કેટલાંક ગામોમાં જવા માટે **અમદાવાદથી** નાના માપની કેટલીક લાઇનો જાય છે.

અમદાવાદથી નાના માપની એક લાંબી લાઇન **રજપુતાનામાં** થઇ ઠેઠ **દિલ્હી** સુધી જાય છે. **સિંધ** તરફ જનારાઓને આ લાઇનમાં જવું પડે છે. તેઓ **મારવાડ** સ્ટેશને ગાડી બદલીને **સિંધ** તરફ જાય છે.

આણંદ ગુજરાતનું અગત્યનું રેલવે મથક છે. ત્યાંથી એક લાઇન **ખંભાત** તરફ અને બીજી લાઇન **ગોધરા** તરફ જાય છે. **વડોદરા** અને વડોદરાની દક્ષિણે આવેલાં ગામોવાળાને ગોધરા જવા માટે વડોદરાથી ગોધરા સુધી ટુંકે રસ્તે એક લાઇન નાખવામાં આવેલી છે. **મુંબઇથી** સીધી **દિલ્હી** જનારી એક લાઇન આ રસ્તે જાય છે. ગુજરાતનો **માળવા** સાથેનો વેપાર ગોધરા સુધી જતી આ બે લાઇનો મારફત ચાલે છે. ગુજરાતનાં બીજાં નાનાં ગામોને જોડવાને ગાયકવાડ સરકારની રેલવેની લાઇનો તથા બીજી કેટલીક લાઇનો છે.

સુરતથી પૂર્વ તરફ **તાપતી વેલી** રેલવે જાય છે. તે **ખાનદેશ** અને **મધ્ય હિંદ** સાથે ગુજરાતનો સંબંધ જોડે છે.

મુંબઇ સાથે **મહારાષ્ટ્રનો** સંબંધ જોડનારી **જી. આઈ. પી.** રેલવે છે. તેનો એક ફાંટો ઇશાન તરફ **નાશિક** પહોંચી ત્યાંથી **ખાનદેશમાં** થઇ **માળવા** જાય છે, અને છેવટે ઠેઠ **દિલ્હી** પહોંચે છે. ઉત્તર **હિંદુસ્તાનનાં** બીજાં મોટા શહેરોમાં જવા માટે **મુંબઇના** મુસાફરો આ લાઇનમાં જાય છે, અને યોગ્ય +**જંકશને** ગાડી બદલે છે.

---

+ જાણીતાં જંકશનમાં નામ આપી વહેવારૂ સમજણ આપવી.

મુંબઇથી બીજો ફાંટો અગ્નિ કોણમાં પુના સુધી જાય છે. પુનાથી એક લાઇન અગ્નિ કોણમાં સોલાપુર તરફ જાય છે, અને ત્યાંથી મદ્રાસ સાથે સંબંધ ધરાવે છે. બીજી લાઇન દક્ષિણ તરફ જઇ ઇલાકાના દક્ષિણના મુલકોને જોડે છે.

કર્ણાટક, કોંકણ, દક્ષિણ ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ અને સિંધનાં બંદરોએ વહાણો અને નાની આગબોટો (સ્ટીમરો) ની અવરજવર થાય છે, અને તેથી કિનારાનો વેપાર ચાલુ રહેલો છે.

મુંબઇ અને કરાંચી બંદરે પરદેશોથી મોટી સ્ટીમરો આવજા કરે છે. હિંદુસ્તાનનો પરદેશો સાથેના વેપારનો મોટો ભાગ આ બંદરો મારફતેજ ચાલે છે.

## કૃતિ.

૧. વસ્તીનો નકશો દોરી તેના ઉપર રેલવે લાઇનો દોરો.

૨. મુંબઇ ઇલાકામાં સૌથી વધારે રેલવે લાઇનો કયા ભાગમાં લાગે છે? વધારે રેલવે હોવાથી તે પ્રદેશ સંબંધી તમે શાં શાં અનુમાન કરી શકો છો?

૩. અમદાવાદ, વીરમગામ, વઢવાણ, રાજકોટ, અને આણંદ એ મથકોની જંકશન તરીકે શી અગત્ય છે તે જણાવો.

૪. મુંબઇથી પુના સુધી રેલવે લાઇન નાખવામાં ઈજનેરોને શી મુશ્કેલીઓ પડી હશે?

૫. મુંબઇથી અમદાવાદ સુધી રેલવે લાઇન નાખવામાં ઈજનેરોને શી મુશ્કેલીઓ પડી હશે?

૬. તમે બીજી કોઇ નવી લાઇન નાખવાની કે ચાલુ લાઇનને કોઇ સ્થળ સુધી લંબાવવાની ભલામણ કરો છો? તે લાઇનથી શા લાભ થવાનો સંભવ ધારો છો? તમે જે લાઇનની ભલામણ કરો છો, તે લાઇન હજી સુધી કેમ નાખવામાં આવી નહિ હોય?

૭. 'ગુજરાતનાં બંદરો' એ વિષય ઉપર ટુંકી વાત લખો.

# રાજ્યવહીવટ.

મુંબઈ ઇલાકો ઘણાં ગામ તથા શહેરોનો બનેલો છે. દરેક ગામમાં મુખી હોય છે, તે ગામનો વહીવટ કરે છે. ઘણાં પાસે પાસેનાં ગામ મળીને એક **તાલુકો** થાય છે. તાલુકાના ઉપરી **મામલતદાર** છે. કેટલાક તાલુકા મળી **જિલ્લો** બને છે. જિલ્લાના ઉપરી **કલેક્ટર** કહેવાય છે. **મામલતદાર** તથા **કલેક્ટર**નું મુખ્ય કામ ખેતીનું મહેસુલ ઉઘરાવવાનું અને બંદોબસ્ત રાખવાનું છે. મારામારી અને એવી જાતની ફરિયાદો **મામલતદાર** અને કલેક્ટર સાંભળે છે અને ન્યાય આપે છે. લેણદેણા સંબંધી તકરારો સાંભળવા સરકારે **મુનસફો** રાખ્યા છે.

ચોર, લુંટારા, અને બીજા ખરાબ માણસો રૈયતને હેરાન ન કરે, તે માટે **પોલીસ** રાખવામાં આવ્યા છે.

કલેક્ટર અથવા **મુનસફ**ના ન્યાયથી સંતોષ ન મળ્યો હોય, તેવા માણસો જિલ્લાની કોર્ટો ( ડિસ્ટ્રિક્ટ કોર્ટો ) માં વધારે દાદ માગી શકે છે. ત્યાં પણ જેમને સંતોષ ન મળે તેઓ **મુંબઈ**ની **હાઇ કોર્ટ**માં દાદ માગી શકે છે. **સિંધ**ના લોકોને છેલ્લી દાદ માગવા **મુંબઈ** આવવું પડતું નથી, પણ તેમને માટે **સિંધ**માંજ છેલ્લી કોર્ટ છે.

જિલ્લાની સામાન્ય જનસુખાકારીનાં કામ અને કેળવણીનો વહીવટ કરવાનો હક સરકારે લોકોને આપ્યો છે. આવી જાતનો વહીવટ કરનારૂં મંડળ **લોકલબોર્ડ** કહેવાય છે. લોકલબોર્ડના ઘણા સભાસદોને લોકો પોતાનો મત આપીને ચૂંટી કહાડે છે. શહેરમાં આવી જાતનો વહીવટ કરવાને **મ્યુનિસિપાલિટિ** હોય છે. મ્યુનિસિપાલિટિના ઘણા સભાસદોને પણ લોકો ચૂંટી કહાડે છે.

કેટલાક જિલ્લા મળીને **વિભાગ** થાય છે. વિભાગના ઉપરી **કમિશનર** કહેવાય છે.

આખા ઇલાકાના ઉપરી **ગવર્નર** સાહેબ છે. જુના વખતના સુબાઓની માફક તે પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વર્તતા નથી, પણ કાયદા પ્રમાણે વર્તે છે. કાયદા માટે ઇલાકામાં **ધારાસભા** છે. આ ધારાસભાના ઘણા સભાસદોને લોકોએ ચૂંટી કહાડેલા છે, અને થોડાને સરકારે નીમેલા છે. આ ધારાસભા જે કાયદા બાંધે અને તેને યોગ્ય મંજુરી મળે, તે કાયદા પ્રમાણે ઇલાકાનો વહીવટ ચાલે છે.

આ ધારાસભાના પ્રમુખને પણ ધારાસભાના સભાસદો નીમે છે. વળી લોકોએ પસંદ કરીને મોકલ્યા હોય, તેવા સભાસદોમાંથી ત્રણ સભાસદોને પસંદ કરીને ગવર્નર સાહેબ **પ્રધાન** નીમે છે. કેટલાંક ખાતાંનો વહીવટ આ પ્રધાનો કરે છે. તમે મોટા થાઓ, અને તમને બીજા લોકો મત આપે, તો તમે ધારાસભાના સભાસદ થઈ શકો, અને તમારામાં અક્કલ હોશિયારી હોય અને ધારાસભાના સભાસદોનો તમારા ઉપર વિશ્વાસ હોય, તો તમે આખા ઇલાકાના કોઈ એક ખાતાના પ્રધાન પણ થઈ શકો.

આ ભૂગોળ વાંચનારો ગમે તે વિદ્યાર્થી યોગ્ય કેળવણી મેળવીને લાયક ઉમરનો થયા પછી પ્રયત્ન કરે, તો મ્યુનિસિપાલિટિ કે લોકલ બોર્ડનો પ્રમુખ કે ઇલાકાની ધારાસભાનો પ્રમુખ કે પ્રધાન થઇ શકે.

ઇલાકાનાં કેટલાંક ખાતાંનો વહીવટ પ્રધાનો મારફત થતો નથી, પણ તેનો વહીવટ **કારોબારી મંડળ** એ નામની સભા મારફતે થાય છે. કારોબારી મંડળના સભાસદો સરકાર નીમે છે. તેમાં અડધા હિંદીઓ અને અડધા યુરોપીઅનો હોય છે. ગવર્નર સાહેબ તે મંડળના પ્રમુખ છે.

---

# ગુજરાત.

આપણે ગુજરાતમાં રહીએ છીએ, તેથી આપણે ગુજરાતી કહેવાઇએ છીએ. ગુજરાત એ નામ ગુર્જર ઉપરથી પડ્યું છે. "ગુર્જર" એક જાત (પ્રજા) નું નામ છે. ગુર્જરોનો મુખ્ય ધંધો પશુપાલન હતો, અને તે એક રખડતી જાત હતી. આર્યોની માફક ઘણા પહેલાંના વખતમાં ગુર્જરો પરદેશમાંથી પંજાબમાં આવ્યા હશે, અને ત્યાંથી મારવાડમાં થઇ ગુજરાતમાં આવ્યા હશે એમ મનાય છે. વલ્લભીપુરના નાશ પછી તેમની સત્તા ધીમે ધીમે વધવા માંડી હશે. કેટલાક લોકોના મત પ્રમાણે ચાવડાઓ ગુર્જરો હતા.

**સીમા**:—ગુજરાતની ઉત્તરે કચ્છનું રણ, **મારવાડ** અને **અરવલ્લી** પર્વતની હાર આવેલી છે, પૂર્વે **મેવાડ**, **માળવા** અને **ખાનદેશ** આવેલા છે, તથા દક્ષિણે **મહારાષ્ટ્ર** અને પશ્ચિમે **અરબી સમુદ્ર** છે. બીજી રીતે વિચારતાં પશ્ચિમે સમુદ્ર, ઉત્તરે રણ અને પર્વત, પૂર્વે ડુંગરોની હાર અને જંગલો, અને દક્ષિણે દમણગંગા નદીથી ગુજરાતની હદ નક્કી થાય છે.

**કુદરતી વિભાગઃ**—કુદરતી રીતે ગુજરાતના ત્રણ ભાગ પડે છે.

૧. **કચ્છ**:—આ દેશ દરીઆ અને રણથી બીજા ભાગથી તદ્દન જુદો પડેલો છે.

૨. **કાઠિઆવાડ**:—આ દ્વીપકલ્પ તળ ગુજરાતથી **ભાલના** નીચા પ્રદેશથી જુદો પડે છે.

૩. **તળ ગુજરાત**:—બાકીનો બધો ભાગ આ નામથી ઓળખાય છે.

**રાજકીય વિભાગ**:—

૧. **ખાલસા મુલકઃ**—બધો ખાલસા મુલક તળ ગુજરાતમાં આવી જાય છે; માત્ર થોડોજ ભાગ કાઠિઆવાડમાં છે. આ મુલકમાં **મહારાષ્ટ્ર**માંથી **થાણા** જિલ્લો ઉમેરીને એક વિભાગ બનાવવામાં આવ્યો છે, તે **ઉત્તર વિભાગ** કહેવાય છે.

૨. **મુંબઇ સરકારની દેખરેખ નીચેનાં દેશી રાજ્યોઃ**—આ દેશી રાજ્યો તળ ગુજરાતમાંજ છે.

૩. **વડોદરા રાજ્યઃ**—આ રાજ્યનો ઘણો ભાગ તળ ગુજરાતમાં અને થોડો ભાગ કાઠિઆવાડમાં છે. તેના ઉપર **ગાયકવાડ સરકારનું** રાજ્ય ચાલે છે, અને તેમના ઉપર **વાઇસરોય** સાહેબ દેખરેખ રાખે છે.

૪. **પશ્ચિમ હિંદનાં રાજ્યોઃ**—આ રાજ્યોમાં કચ્છ, કાઠિઆવાડ, અને **પાલણપુરનો** સમાવેશ થાય છે. આ રાજ્યો ઉપર **વાઇસરોય** સાહેબ દેખરેખ રાખે છે.

## ઉત્તર વિભાગ.

આ વિભાગમાં **અમદાવાદ, ખેડા,** પંચમહાલ, **ભરૂચ, સુરત,** અને **થાણા** એમ ૭ જિલ્લા છે.

## અમદાવાદ જિલ્લો.

**સીમાઃ**—અમદાવાદ જિલ્લો એક જથે ન હોતાં તેની સાથે દેશી રાજ્યોના મુલક સેળભેળ **થએલા છે.** ઇશાન કોણમાં **પ્રાંતીજ અને મોડાસા** ને દક્ષિણમાં **ઘોઘા,** જિલ્લાના બીજા ભાગોથી છુટા પડેલા છે. આ જિલ્લો ઉત્તર વિભાગમાં સૌથી ઉત્તરે આવેલો છે. તેની ઉત્તરે **વડોદરા** રાજ્યનો મુલક, પૂર્વે **ખેડા** જિલ્લો, દક્ષિણે **ભાવનગર** રાજ્ય, અને પશ્ચિમે ઝાલાવાડ અને કચ્છનું રણ છે.

**તાલુકાઃ**—વ્યવસ્થા માટે આ જિલ્લાને ૭ તાલુકા અને ત્રણ મહાલમાં વહેંચવામાં આવ્યો છે. **પ્રાંતીજ, વીરમગામ, ધંધુકા, ધોળકા, ઉત્તર દસક્રોઈ અને દક્ષિણ દસક્રોઈ** એ ૭ તાલુકા, અને **મોડાસા, સાણંદ, અને ઘોઘા** એ ત્રણ મહાલ છે.

**દેખાવઃ**—ઉત્તરમાં નાના ડુંગરોની હાર છે. એ સિવાય પ્રદેશ ખુલ્લો, સપાટ અને સારો ખેડાએલો છે. પશ્ચિમમાં ખારા પાટનાં મેદાન કચ્છના રણ સુધી પથરાએલાં છે. દક્ષિણમાં **નળનું** સરોવર છે, અને **ધોલેરા** તથા **ઘોઘાની** ખાડીઓ છે.

**પહાડઃ—મોડાસામાં** આશરે ૫૦૦ ફુટ ઉંચી ટેકરાઓની હાર છે. ધંધુકામાં રાણપુરની પશ્ચિમે **ચોટીલાના** ડુંગર જોડે સંબંધ રાખતી નાની ટેકરીઓ છે. ઘોઘામાં ખોખરાની ડુંગરીઓ છે.

**નદીઓ**:—નદીઓ બે દિશામાં વહે છે. કેટલીક પૂર્વ ગુજરાતના ડુંગરોમાંથી આવી નૈઋત્ય કોણમાં વહે છે, અને કેટલીક કાઠિઆવાડના ડુંગરોમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે. નૈઋત્ય કોણમાં વહેનારી નદીઓમાં **સાબરમતી** અને તેને મળનારી નદીઓ **વાત્રક**, ખારી, મેશ્વો અને **માજમ** મુખ્ય છે. પૂર્વ તરફ વહેનારી નદીઓમાં **ભોગાવો** અને **ભાદર** મુખ્ય છે.

**તળાવ અને જળાશયોઃ—**

**નળઃ**—અમદાવાદ શહેરની નૈઋત્યે ૩૭ માઇલ ઉપર **નળ** કુદરતી સરોવર છે. તે ૪૯ ચોરસ માઇલ જગા રોકે છે. તેમાં ઘણું ખરૂં બારે માસ પાણી રહે છે, પણ તે ખારૂં છે. બહુજ થોડો વરસાદ પડયો હોય, તો બીજે વર્ષે સુકાઇ જાય છે. તળાવ કાદવથી ભરેલું છે, અને તેની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશાએ બરૂ અને ઉંચાં ઘાસ ઊગે છે. હજારો જળચર પક્ષી તેની પાસે રહે છે, ને ઉનાળામાં બેટ ઉપર ઘાસ ઊગે છે, તેથી ત્યાં ઢોર ચરે છે. ચોમાસામાં નળનું પાણી **ભોગાવો** નદી જોડે એકઠું થાય છે. નળ સરોવર અને **ભોગાવો** નદીનો નીચલો પ્રવાહ એક કાળે સમુદ્રનો ફાંટો હોઇ કચ્છના રણ સાથે જોડાએલો હશે, એમ ધારવામાં આવે છે. **નળ** અને જમીનને જોડનારો જમીનનો પટ બહુ નીચો પ્રદેશ છે. વરસાદ બહુ પડે છે ત્યારે રણનું પાણી **નળ**માં આવે છે, અને ત્યાંથી ખંભાતના અખાતમાં જાય છે. વચ્ચે કાણું હોય તેવા પત્થર **નળ**ની પાસેના પ્રદેશમાં હાલ માલમ પડે છે. તે જુના વખતમાં વહાણનાં લંગર હતાં એમ ત્યાંના લોક કહે છે.

ધોળકા, દસક્રોઇ, **વીર**મગામ, એ ગામોમાંથી અસલ વણઝાર જતી હતી. તે રસ્તા ઉપર વાવ, કુવા અને સારાં તળાવ બંધાએલાં છે. તેમાં અમદાવાદમાં કાંકરીઉં અને ચંડોળા, સરખેજમાં રોજાનું,



કચ્છનું મોટું રણ
રજપુતાના
પાલણપુર
રાધનપુર
મહીકાંઠા
મહીનદી
કચ્છ
ભુજ
અંજાર
માંડવી
કચ્છનો અખાત
મોરબી
ધ્રાંગધ્રા
ઝાલાવાડ
નવાનગર
દ્વારકા
રાજકોટ
હાલાર
ગોંડળ
બોટાદ
કાઠિયાવાડ
પોરબંદર
જુનાગઢ
ગોહિલવાડ
સોરઠ
વેરાવળ
સોમનાથ
દીવ (પો.)
ખંભાતનો અખાત
અમદાવાદ
ખંભાત
લુણાવાડા
ગોધરા
દાહોદ
મધ્ય હિંદુસ્તાન
પંચમહાલ
છોટાઉદેપુર
નર્મદાનદી
નાંદોદ
ભરૂચ
સુરત
તાપીનદી
નવસારી
ડાંગ
ખાનદેશ
વલસાડ
ધરમપુર
નાશિક
પાલઘર
થાણા
ઈગતપુરી
અહમદનગર
મુંબઈ
ગુજરાત પ્રાંત

વીરમગામમાં મુનસર, અને ધોળકાનું મલાવ અને માન એ મુખ્ય છે. ચંડોળામાંથી નહેરો કહાડીને ખેતરોને પાણી પાવામાં આવે છે.

અડાલજની વાવ અને અમદાવાદની દાદાહરીની વાવ કારીગરી માટે વખણાય છે.

ભાલમાં પાણીની તાણ છે, અને ઉનાળામાં પાણીની અછતને લીધે ત્યાં લોકોને ઘણી આપદા પડે છે.

**અગત્યનાં સ્થળ:—**

**અમદાવાદ**:—ઉત્તર વિભાગનું તથા અમદાવાદ જિલ્લાનું એ મુખ્ય શહેર અને આખા ગુજરાતનું જુનું પાટનગર સાબરમતીને કાંઠે આવેલું છે. વેપારઉદ્યોગ અને વસ્તીમાં ઈલાકામાં ફક્ત મુંબઈથીજ બીજે નંબરે છે. તેની સ્થાપના ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહ બાદશાહે કરી હતી. ગુજરાતની લગભગ વચ્ચે હોવાથી ગુજરાતનો ઘણો વેપાર તેની મારફતે ચાલે છે. મસ્જીદો, રોજાઓ, જૈન દહેરાં, હિંદુ મંદિરો, ભદ્રનો કિલ્લો વગેરે ઘણાં જોવા લાયક સ્થળો એમાં આવેલાં છે. અમદાવાદનો મુખ્ય ઉદ્યોગ સુતરાઉ કાપડ વણવાની મીલોનો છે. આ ઉદ્યોગની જોડે સંબંધ રાખનાર બીજા નાના ઉદ્યોગો પણ ખોલેલા છે. આ ઉપરાંત રેશમી અને કસબી કાપડ વણવાનો તેનો જુનો ઉદ્યોગ પણ થોડો ઘણો ચાલે છે. દીવાસળી બનાવવાનું કારખાનું પણ છે. વળી તે મોટું રેલવે જંકશન હોવાથી મુસાફરોની અવરજવર પણ ઘણી રહે છે.

**વીરમગામ**:—કપાસના પ્રદેશની વચ્ચોવચ હોવાથી તેનો મુખ્ય ઉદ્યોગ કપાસ લોઢવાનાં જીનનો છે. આ ઉપરાંત કાપડ વણવાની મીલો પણ તેમાં છે. કાઠિઆવાડ જવાના નાકા ઉપર હોવાથી કાઠિઆવાડના મુસાફરો માટે વીરમગામ અગત્યનું જંકશન છે. પહેલાં વીરમગામમાં પાણીનું દુઃખ હતું, પણ થોડાં વર્ષથી ત્યાં બોરીંગ (પાતાળ કુવો) કરીને પાણી કહાડવામાં આવ્યું છે, તેથી તે દુઃખ ઓછું થયું છે.

**ધોળકા**:—ઉત્તર ગુજરાત અને ખંભાતના અખાતની વચ્ચે અને કાઠિઆવાડ અને તળ **ગુજરાત**ના ધોરી રસ્તા ઉપર આવેલું હોઇ તે ગુજરાતનાં જુનાં શહેરોમાંનું એક છે. રેલવે અને સ્ટીમર ( આગબોટ ) ના પહેલાંના જમાનામાં તેની વેપારી અગત્ય **ઘણી** હતી. **ખંભાત**ના અખાતનો વેપાર પડી ભાગવાથી અને તળ ગુજરાત અને **કાઠિઆવાડ**ને જોડનારી પહેલી રેલવે **વીરમગામ** મારફતે થવાથી તેની અગત્ય ઓછી થઈ ગઇ છે. હવે **અમદાવાદ** ધોળકા રેલવે **બોટાદ** સુધી લંબાઇ છે, તેથી કાઠિઆવાડ સાથેનો તેનો જુનો સંબંધ શરૂ થયો છે. લોકો તેને **મહાભારત**માં પ્રખ્યાત થએલું **વિરાટ નગર** માને છે.

**ખારાઘોડા**:—**વીરમગામ**થી વાયવ્ય કોણમાં કચ્છના રણને કાંઠે આવેલું છે. ત્યાં સરકાર તરફથી વરાગડું મીઠું પકવવામાં આવે છે. આ મીઠું દેશના બીજા ભાગોને પહોંચાડવા માટે ઠેઠ સુધી મોટા માપની રેલવે નાખવામાં આવી છે. મીઠા ઉપરાંત મેગનેશિઆ નામનો બીજો ક્ષાર પણ ત્યાં બનાવવામાં આવે છે.

**ઘોઘા**:—કાઠિઆવાડના અગ્નિ કોણમાં ખંભાતના અખાત પર **અમદાવાદ** જિલ્લાનું બંદર છે. તે ઘણું જુનું બંદર છે. **વલ્લભી** રાજાઓના સમયમાં તે ગુંદીગઢ તરીકે જાણીતું હતું. **અણહીલવાડ**ના રાજાઓના સમયથી તેના ખારવાઓ પંકાએલા છે. **બ્રિટિશ** વાવટો રાખી ફરતાં વહાણોમાં **હિંદુસ્તાન**ના ખારવાઓમાં ઘોઘાના ખારવા વિશ્વાસુ ગણાય છે. લગભગ ઇ. સ. ૧૮૬૦ સુધી તે તવંગર હતું. ત્યાર પછી ખંભાતના અખાતનો વેપાર તૂટી ગયો તેની સાથે તેની પણ પડતી આવી, અને જે થોડો ઘણો વેપાર હતો, તે **ભાવનગર** બંદરની ખીલવણીથી પુરેપુરો પડી ભાગ્યો. દરીઆકાંઠે હોવાથી ઉનાળામાં જિલ્લાના બીજા ભાગ કરતાં તેની હવા સારી રહે છે.

ઘોઘાની દક્ષિણે પાંચ માઇલ ઉપર **પીરમ બેટ** છે, ત્યાં દીવાદાંડી છે.તેમાંથી પ્રાચીન સમયનાં પ્રાણીઓના અવશેષ (ફોસિલ)મળી આવ્યા છે.

**ધોલેરા:**—ખંભાતના અખાતમાં વેપારનું મથક અને એક મોટું બંદર હતું. ઘોઘાની પડતીનાં કારણો બતાવ્યાં તેજ કારણોથી તેની પણ પડતી થઇ. અમદાવાદ જિલ્લાનો આ ભાગ અંગ્રેજ સરકારના હાથમાં સૌથી પહેલો આવ્યો હતો. ભાવનગરના દરબાર કેટલાકના હક દબાવવાનું કરતા હતા, તેમાંથી બચવાને ધોલેરાના જમીનદારોએ અરધી ઉપજ આપવાની સરતે ઇ. સ. ૧૮૦૨ માં આ ગામ અંગ્રેજ સરકારને સોંપી દીધું હતું.

## કૃતિ.

૧. અમદાવાદ જિલ્લાનો નકશો દોરી તેમાં જુદી જુદી જાતની જમીન દેખાડો.

૨. અમદાવાદ જિલ્લાનો નકશો દોરી તેમાં વેપારના માર્ગ બતાવો.

---

## ખેડા જિલ્લો.

**સીમા:**—ઉત્તરે અમદાવાદ જિલ્લો, મહીકાંઠા એજન્સિ, અને વાડાસિનોરનું રાજ્ય, પૂર્વે અને દક્ષિણે મહી નદી જિલ્લાને પંચમહાલ, વડોદરા રાજ્ય અને ભરૂચ જિલ્લાથી જુદો પાડે છે, નૈર્ઋત્યમાં ખંભાત સંસ્થાન, અને પશ્ચિમે સાબરમતી નદી અને તેને સામે કિનારે અમદાવાદ જિલ્લો છે.

**તાલુકા:**—રાજ્યવ્યવસ્થા માટે આ જિલ્લાને નીચે પ્રમાણે સાત તાલુકામાં વહેંચવામાં આવ્યો છે. **માતર, મહેમદાવાદ, નડિઆદ, કપડવંજ, ઠાસરા, આણંદ,** અને **બોરસદ.**

**દેખાવ:**—છેક ઉત્તરમાં થોડા ભાગમાં, અગ્નિ કોણમાં, અને દક્ષિણમાં મહીના કાંઠા પાસે જમીન પહાડી અને ખાડાટેકરાવાળી છે. તે સિવાયની જમીન સપાટ અને ખેતી થઇ શકે તેવી છે. તેમાંએ મધ્યનો ચરોતર ભાગ ઘણો ફળદ્રુપ ને સારો ખેડાએલો છે. નૈર્ઋત્ય કોણમાં ખંભાત તરફ જતાં જમીન ઓછી ફળદ્રુપ થતી જાય છે.

**નદીઓઃ**—મુખ્ય નદીઓ પૂર્વમાં **મહી** અને પશ્ચિમમાં **સાબરમતી** છે. તે ઉપરાંત **શેઢી**, **વાત્રક** ને **ખારી** છે. સાબરમતી નદી જિલ્લાની પશ્ચિમે ફક્ત ૧૪ માઇલ વહે છે, પણ એનું પાણી પીતના ખપમાં આવે છે.

**શેઢીઃ**—આ નદી મહીકાંઠાના ડુંગરમાંથી નીકળી જિલ્લાના ઈશાન કોણમાં મહીથી બે માઇલ છેટે દાખલ થઇ પશ્ચિમ તરફ વહે છે. તેને કેટલીક નાની નદીઓ મળે છે. ખેડાથી થોડે દૂર **વાત્રક** સાથે તે મળે છે. વાત્રક અને તેનાં એકઠાં થએલાં પાણી સાબરમતીને વૌઠા આગળ મળે છે.

શેઢીના કિનારા ઉંડા, તેના પ્રવાહનો વેગ જોરવાળો, અને તળીઉં કાદવકીચડવાળું છે. આ કારણથી તેને ઓળંગવી કઠણ છે. **મોહોર** નદી આવીને એને મળે છે, ત્યાર પછી એનું પાણી ખારૂં થાય છે, અને પીવાના કામમાં આવતું નથી. વાત્રક સાથે મળે છે ત્યાંથી બેએક માઇલ ઉપરના ભાગથી નદીનો પ્રવાહ ઘણોખરો કોરો થઇ જાય છે.

**વાત્રકઃ**—મેવાડમાંથી નીકળી મહીકાંઠા અને પ્રાંતીજમાંથી વહી જિલ્લામાં દાખલ થાય છે. ખેડાની ઉત્તરે પાંચ માઇલ ઉપર એને મેશ્વો આવીને મળે છે, ને ખેડા આગળ તે શેઢીની સાથે મળે છે. એનું પાણી પીતના કામમાં ઘણું આવે છે.

**ખારીઃ**—ઈડર સંસ્થાનમાંથી નીકળી ખેડા જિલ્લાની પશ્ચિમનાં થોડાંક ગામ પાસે વહે છે, ને વાત્રકને સાબરમતીના સંગમથી થોડેક ઉપલાણે મળે છે. આ નદીને બાંધી લઇ એમાંથી નહેરો કહાડવામાં આવી છે. તેનું પાણી પીતના કામમાં ઘણું આવે છે.

**તળાવ અને જળાશયોઃ**—

કપડવંજ અને ઠાસરા એ બે તાલુકાના કેટલાક ભાગ સિવાય જિલ્લામાં બધે કુવા, તળાવ અને નદીઓ છે. જિલ્લાની કેટલીક

નદીઓ ઉંડી હોવાથી પાસેનાં તળાવ અને કુવાનું પાણી અંદરના પ્રવાહોથી નદીઓમાં ખેંચાઇ જાય છે. જિલ્લાનાં કેટલાંક ગામના કુવા ઘણા ઉંડા છે, તેથી કહેવત પડી છે કે "ઓડ ઉમરેઠના ઉંડા કુવા, દીકરી દે તેનાં માબાપ મુઆં." પહેલાં કેટલાક કુવાઓમાં ૨૫ ફુટ ઉંડાઇએ પાણી મળતું, પણ ઇ. સ. ૧૮૧૯ ના ધરતીકંપ પછી પાણી વધારે ઉંડાં ગયાં છે.

કુંડ:—કપડવંજ તાલુકાના **લસુંદ્રા** ગામ પાસે દસ બાર ઝરા છે, તેમાં પાણી ઓછુંવત્તું ગરમ હોય છે. તેની પાસે ગંધક હશે એમ વાસ ઉપરથી લાગે છે.

**વસ્તી:**—ખેડા જિલ્લો સપાટ પ્રદેશ છે. તે નદીનાળાંથી ભરેલો છે, અને જમીન ખેતીને માટે ઉત્તમ જાતની છે, તેથી તેમાં વસ્તી ઘણી ગીચ છે. આટલી ગીચ વસ્તી આખા ઇલાકામાં બીજા એકે જિલ્લામાં નથી.

**અગત્યનાં સ્થળ:—**

**નડિઆદ:**—ખેડા જિલ્લાનું સૌથી મોટું શહેર છે. સત્તરમા સૈકાની શરૂઆતમાં એ ગળી તથા રૂના વેપાર માટે પ્રખ્યાત હતું. ઇ. સ. ૧૮૩૦ માં **ગાયકવાડ** સરકારે અંગ્રેજ સરકારને આપ્યું હતું. હાલ ત્યાં સુતરાઉ કાપડ વણવાની મીલો છે. અહીંનું **સંતરામનું** મંદિર જોવા લાયક છે. અહીંથી એક નાના માપની રેલવે કપડવંજ સુધી જાય છે. સાક્ષર શ્રી **ગોવર્દ્ધનરામ** અહીં જન્મ્યા હતા.

**કપડવંજ:**—**મોહોર** નદીને કાંઠે જુના કાળથી વસેલું છે. પાસે **વરાંસી** નામની નદી છે, અને તેનો **મોહોર** સાથે સંગમ થાય છે. કેટલાક તેને કપટપુર કહે છે. મધ્ય **હિંદુસ્તાન** અને **મહીકાંઠા** તથા તળ ગુજરાતના માર્ગમાં આવેલું હોવાથી ત્યાં ઘણો વેપાર ચાલતો હતો. અહીં ઊસ અને ચુનો **પાસેજ** મળી આવે છે; વળી મહુડાંના ફળમાંથી બનતું ડોળીઉં પણ બને છે. આ બધાં સાધનોથી સાબુ બનાવવાનો **ઉદ્યોગ** સારો ચાલે છે. આ પહેલાં દેશી કાચ પણ અહીં

બનતો. હાલ પણ કાચનાં કેટલાંક કારખાનાં છે. અહીંથી થોડે દૂર અકીકના પત્થર કહાડવામાં આવે છે. ઘી, તેલ ભરવાનાં ચામડાંનાં કુલ્લાં પણ અહીં બને છે. અહીંના વહોરા મોટા વેપારી છે. વહોરવાડ જોવા લાયક છે. વળી ગામ વચ્ચે બત્રીસ કોઠાની વાવ, કુંડ અને મિનારો જોવા લાયક છે. અહીં વૉટર વર્કસ (પાણીના નળ)થયા છે.

**ખેડાઃ**—જિલ્લાનું મુખ્ય ગામ **વાત્રક** અને શેઢીના સંગમ ઉપર આવેલું છે. તળ ગુજરાતનું તે ઘણું પ્રાચીન સ્થળ છે. ઇ. સ. ના પાંચમા સૈકામાં તે ખેદ્રા એ નામે ઓળખાતું. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં એ મોટું નગર હતું, અને ત્યાં વલ્લભીપુરના જીતનાર શિલાદિત્યનો જન્મ થયો હતો. મકાનોના પાયામાંથી મોટી ઇંટો મળી આવે છે. કેટલાક જુના લેખમાં તેને ખેટક એવું નામ પણ આપવામાં આવ્યું છે, અને તે નામ સંસ્કૃત "કેતક" એટલે કેવડો એ ઉપરથી પડ્યું હોય એમ કેટલાક માને છે.

**ડાકોર** હિંદુઓનું અને **વડતાલ** સ્વામિનારાયણ પંથનું જાત્રાનું ધામ છે.

---

## પંચમહાલ જિલ્લો.

**સીમાઃ**—**બારીઆ** રાજ્યનો પહાડી અને રાની સાંકડો ભાગ વચ્ચે આવીને જિલ્લાના બે ભાગ કરે છે. પશ્ચિમના વિભાગમાં ગોધરા ને કાલોલ તાલુકા અને **હાલોલ** મહાલ છે. એના વાયવ્ય કોણમાં **મહીની** બીજી બાજુએ **ખેડા** જિલ્લો છે. તે સિવાય બીજી બધી સરહદ પર દેશી રાજ્યો આવેલાં છે; **વડોદરા** દક્ષિણે તથા પશ્ચિમે, **બારીઆ** પૂર્વમાં, અને **લુણાવાડા** અને **સુંથ** ઉત્તરમાં છે. પૂર્વના વિભાગમાં **દાહોદ** તાલુકો અને **ઝાલોદ** મહાલ છે. તેની ઉત્તરે **મેવાડ**, પૂર્વમાં અને દક્ષિણમાં **માળવા**, અને પશ્ચિમે **બારીઆ**, **લુણાવાડા** અને **સુંથ** છે.

ઉપર જણાવેલા ત્રણ તાલુકા અને બે મહાલ ગણીને કુલ પાંચ મહાલ થાય છે, તેથી આ જિલ્લાનું નામ **પંચમહાલ** પડયું છે.

**દેખાવઃ**—**ચાંપાનેર**ની પાસેના ભાગ સિવાય પશ્ચિમ વિભાગ સપાટ છે. પૂર્વ વિભાગની સપાટી ગોધરાના મેદાનથી ૭૦૦, ૮૦૦, ફુટ ઉંચી છે. પૂર્વ વિભાગનો મધ્ય ભાગ જંગલથી ઢંકાએલો છે. પશ્ચિમ વિભાગમાં **પાવાગઢ**ની પાસેનો પ્રદેશ ઉજ્જડ છે.

**પહાડઃ**—ગોધરાની દક્ષિણે અને વડોદરાની પૂર્વે **પાવાગઢ** આવેલો છે. તે મેદાનની સપાટીથી ૨,૫૦૦ ફુટ ઉંચો છે. તેનો પરિઘ (ઘેરાવો) ૨૬ માઇલ છે. તેની તળેટીમાં જુના **ચાંપાનેર**નાં ખંડેરો અને ઉપર **પાવાગઢ**ના જુના અદ્ભુત કિલ્લાનાં ખંડેર, **પતાઈ રાવળ**નો મહેલ, અને **કાળકા** માતાનું મંદિર છે.

**નદીઓઃ**—બન્ને વિભાગની નદીઓ **મહી**ને મળે છે. **મહી** ગોધરાની પશ્ચિમમાં ૨૮ માઇલ સુધી વહે છે.

**વિશ્વામિત્રીઃ**—પાવાગઢના ડુંગરમાંથી નીકળી વડોદરાની દક્ષિણે થઈ ઢાઢરને મળે છે.

**અનાસઃ**—પૂર્વ વિભાગમાં મોટી નદી છે. તે **માળવા**માંથી આવી દાહોદ અને **ઝાલોદ**ની પૂર્વે વહી **મહી**ને મળે છે.

**જળાશયોઃ**—આ જિલ્લામાં નાની નદીઓ તથા વહેળા બહુ છે. તે ઉપરાંત મોટાં તળાવો છે; તેમાંનાં કેટલાંક કુદરતી છે, અને બીજા જિલ્લાઓના પ્રમાણમાં મોટાં છે. તેમાંનાં કેટલાંકનું પાણી સુકાતું નથી. કુવા પણ ઘણા છે, તેથી પાણીની ખોટ નથી.

કુંડઃ—ગોધરાની પશ્ચિમે દસ માઇલ ઉપર આવેલા **ટુવા** ગામની પાસે ઉના પાણીના ઝરા છે. તેમાંનો એક નદીના ભાઠામાં અને બીજો એક એકર કાદવવાળી જગામાં માટીની કોઠીઓ દાટેલી છે તેમાં છે. તેમાંથી એક જાતનો વાયુ નીકળે છે.

**વસ્તીઃ**—આ જિલ્લો વિસ્તારમાં લગભગ ખેડા જિલ્લા જેટલો છે, પણ વસ્તી તેનાથી અડધી છે. જંગલ પાસેના પ્રદેશમાં અનાર્ય જાતના ભીલ લોકો માલમ પડે છે,

**અગત્યનાં સ્થળો:—**

**ગોધરા:**—પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર છે. તેની પશ્ચિમ તરફ ડાંગરની જમીન અને તે સિવાય ચોમેર જંગલનો પ્રદેશ છે, તેથી સાગની વળીઓ અને જંગલની બીજી પેદાશ બહારગામ મોકલવાનું અગત્યનું મથક છે. એક રેલવે લાઈન આણંદથી અને બીજી વડોદરાથી આવે છે. અહીંથી એક લાઇન દિલ્હી સુધી જાય છે. વહોરાની મસ્જીદ અને સરકારી મકાનો જોવા લાયક છે.

**દાહોદ:**—ગુજરાત ને માળવાની સરહદ ઉપર આવેલું હોવાથી વેપારનું મથક છે, પણ રેલવે થવાથી તેના વેપારને કેટલોક ધોકો પહોંચ્યો છે. અહીં સીસમના ઘાટ અને લાખની બંગડી બને છે. ઔરંગઝેબ બાદશાહનો જન્મ અહીં થયો હતો.

**ચાંપાનેર:**—પાવાગઢની તળેટીમાં આવેલું જુનું શહેર છે. હાલ તે ખંડેર જેવી અવસ્થામાં છે, પણ પહેલાં તે સમૃદ્ધ શહેર હતું. વનરાજના સમયમાં ચાંપાએ તે વસાવ્યું હતું. એની પાસેજ પહાડ ઉપર પાવાગઢનો જુનો અજીત કિલ્લો આવેલો છે.

---

## ભરૂચ જિલ્લો.

**સીમા:**—ઉત્તરે મહી નદી ને તેની પેલી પાર ખંભાત સંસ્થાન ને ખેડા જિલ્લો, પૂર્વે ને અગ્નિ કોણમાં રાજપીપળા ને વડોદરા રાજ્ય, દક્ષિણમાં કીમ નદી અને તેને સામે પાર સુરત જિલ્લો, અને પશ્ચિમે ખંભાતનો અખાત છે.

**તાલુકા:**—રાજ્યવહીવટને માટે જિલ્લાને છ તાલુકામાં વહેંચવામાં આવ્યો છે:—૧ ભરૂચ, ૨ અંકલેશ્વર, ૩ જંબુસર, ૪ આમોદ, ૫ વાગરા, અને ૬ હાંસોટ (મહાલ).

**દેખાવ:**—જિલ્લાની જમીન નદીએ ઘસડી આણેલા કાંપની બનેલી છે અને તે સપાટ મેદાન છે. જમીન પ્રમાણે જિલ્લાના ત્રણ ભાગ

ચઇ શકે. (૧) દરીઆકાંઠાનો રેતાળ સાંકડો પટો, (૨) નિચાણનો ખરાપાટનો પ્રદેશ,(૩) ભરતી ન પહોંચે એટલો દરીઆથી દૂર આવેલો ફળદ્રુપ પ્રદેશ.

રેતાળ પ્રદેશમાં હરણ અને બકરાંને સારો ચારો મળે છે. ખારાપાટમાં ફક્ત ચોમાસામાં હરણને ભાવે એવું ખારૂં ઘાસ થાય છે. તે સિવાય બીજી ઋતુમાં એ ભાગ તદ્દન વેરાન હોય છે, ફળદ્રુપ પ્રદેશમાં $\frac{6}{10}$ ભાગ જમીન કાળી છે. તેમાં ઘઉં અને કપાસનો પાક સારો થાય છે.

**નદીઓ:**—જિલ્લાની ઉત્તર સીમા ઉપર **મહી** અને દક્ષિણ સીમા ઉપર **કીમ** સિવાય મોટી નદીઓ **નર્મદા** અને ઢાઢર છે.

ઢાઢર:—આ નદી વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી **મહીની** દક્ષિણે વીસ માઇલ ઉપર ખંભાતના અખાતને મળે છે. સમુદ્રથી ત્રીસ માઇલ દૂર એને વિશ્વામિત્રી મળે છે. વળી **આમોદથી** ૭ માઇલ ઉપર **મોતાની** ખાડી તેની સાથે જોડાય છે. સમુદ્રથી સાત માઇલ દૂરથી તેની ખાડી થાય છે. ખાડીના પૂર્વ કિનારા ઉપર **ટંકારીઆ** બંદર આવેલું છે. ભરતીની અસર જણાતી નથી, તેવા ભાગમાં નદીનો પ્રવાહ કોરી ઋતુમાં ઘણો નાનો હોય છે. મુખથી ટંકારીઆ બંદર સુધી વહાણો ફરી શકે છે, તોપણ નદીનો માર્ગ ઘણો મુશ્કેલ છે. વચ્ચે વચ્ચે કાદવ અને રેતીનાં ભાઠાં ઉપર નીકળી આવેલાં હોય છે.

**વસ્તી:**—ક્ષેત્રફળ ખેડા જિલ્લાથી થોડું ઓછું છે, છતાં વસ્તી ત્રણ લાખ એટલે ખેડા જિલ્લાથી અડધા કરતાંએ ઓછી છે. સૌથી સારા ખેડુતો કણબી છે. મુસલમાનો ઘણે ભાગે કંગાળ છે. વહોરાઓ જિલ્લાના ઘણા ભાગમાં છે. તે મહેનતુ, હોશિયાર અને સારી સ્થિતિમાં છે. પારસીઓ આ જિલ્લામાં ૭ સાત સૈકાથી વસેલા છે.

અગત્યનાં સ્થળો:—

**ભરૂચ:**—નર્મદાને કિનારે એક ટેકરી ઉપર વસેલું ઘણું જુનું શહેર છે. પહેલાં ત્યાં **ભૃગુ** ઋષિનો આશ્રમ હતો, તે ઉપરથી તે **ભૃગુપુર** કે **ભૃગુકચ્છ** કહેવાતું. તે શહેર પાઘડી પને વસેલું છે. ઘણા જુના કાળથી તે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં મોટાં બંદરોમાં ગણાતું, પણ હવે આગગાડી અને આગબોટ થયા પછી તેની જુની અગત્ય ઓછી થઇ છે. **નર્મદા** નદીને લીધે તે પવિત્ર તીર્થ પણ મનાય છે. સ્ટેશન પાસેનો **નર્મદા**નો પૂલ ઘણે ખર્ચે બાંધેલો છે. ડક્કાના ભાગ, સરકારી હાઇસ્કૂલવાળો ટેકરો, બેગમવાડી, દશાશ્વમેધનો ઘાટ, અને નવચોકીનો ઓવારો જોવા લાયક છે. કપાસના પાકના પ્રદેશની વચ્ચે હોવાથી અહીંથી ઘણું રૂ પરદેશ ચઢે છે. શહેરમાં સુતરાઉ કાપડની મીલ તથા જીન છે. **જંબુસર** જવા માટે નાના માપની રેલવે અહીંથી જાય છે.

**શુકલતીર્થ:**—**ભરૂચ**થી દસ માઇલ પૂર્વે નર્મદાને કાંઠે આવેલું જાત્રાનું ધામ છે. **અંકલેશ્વરથી નાંદોદ** જતી રેલવેના **જઘડીઆ** સ્ટેશનથી ત્યાં જવાય છે. થોડે થોડે અંતરે આની પાસે **કાવીતીર્થ** અને **ૐકારેશ્વર** એ બે તીર્થ આવેલાં છે. એની પાસે નદીમાં **કબીરવડ** છે. આ વડનો ઘેરાવો પહેલાં ઘણોજ હતો, પણ હમણાંનો ઓછો થતો જાય છે.

આ તીર્થના સંબંધમાં એવું કહેવાય છે કે ઘણાં વર્ષ પૂર્વે લોકો એમ જાણતા હતા, કે દુનિયામાં એક એવું તીર્થ છે, કે જ્યાં બધી જાતનાં પાપમાંથી મુકિત મળે છે; પણ આ સ્થળ કયાં આવ્યું તે તેમને ખબર નહોતી. ઉજ્જનના વૃદ્ધ રાજાએ પોતાનાં પાપમાંથી મુકત થવા એ સ્થળની શોધ કરવા કાગડાઓને **યમ** પાસે મોકલ્યા. **યમ**ને છેતરીને કાગડાઓએ તે સ્થાનની બાતમી મેળવી. રાજા કાળા સઢની હોડીમાં બેસી નર્મદાનો કિનારો જોતો ચાલ્યો. કેટલાક દહાડા

પછી સહ ધોળા થઇ ગયા, એટલે તરત રાજા કાંઠે ઉતર્યો, ને પાપથી મુક્ત થયો. એ જમાનામાં કાગડાની પાંખ ધોળી હતી; પણ **યમને** છેતરવાનું કપટ કર્યું, ત્યારથી તેમની પાંખો કાળી થઈ ગઇ. આ સ્થળ પાપની કાળાશ ધોઇ નાખી સફેદ કરે છે, માટે તે **શુક્લતીર્થ** એટલે ધોળું તીર્થ કહેવાય છે. મૌર્ય વંશના મહારાજા **ચંદ્રગુપ્તે** તેના ભાઇઓને મારી નાખેલા, તે પાપથી મુક્તિ મેળવવા તેના ગુરુ અને પ્રધાન **ચાણાક્ય** સાથે તે અહીં આવ્યો હતો એમ કહેવાય છે.

**ભાડભૂતઃ—ભરૂચ**થી આઠ માઇલ દૂર પશ્ચિમમાં જાત્રાનું ધામ છે. ત્યાં અધિક ભાદરવામાં જાત્રા ભરાય છે.

**ટંકારીઆઃ—ભરૂચ** જિલ્લાનું બીજા નંબરનું બંદર **ઢાઢર** નદીને કાંઠે આવેલું છે. એક વખત **જંબુસર** અને **આમોદ**નું રૂ અને બીજાં અનાજ, અને **માળવાના** અફીણને માટેનું તે મોટું બંદર હતું, પણ હાલ તેનો ધંધો ઘટયો છે.

---

## સુરત જિલ્લો.

**સીમાઃ—વડોદરા** રાજ્યની સરહદ વચ્ચે આવવાથી જિલ્લાના ત્રણ ભાગ પડી જાય છે. ઉત્તરમાં બે ભાગ એક પશ્ચિમનો અને બીજો પૂર્વનો, અને ત્રીજો દક્ષિણનો. વચ્ચેનો મુલક ન ગણતાં આખા જિલ્લાની ઉત્તરે **કીમ** નદી અને તેને બીજે પાર **ભરૂચ** જિલ્લો, પૂર્વમાં **રાજપીપળા, વડોદરા, વાંસદા** અને ધરમપુર એ રાજ્યો, દક્ષિણમાં **ફીરંગીઓ**નું **દમણ** અને **થાણા** જિલ્લો, અને પશ્ચિમે **અરબી સમુદ્ર** છે. ખાલસા મુલક સાથે દેશી રાજ્યોનાં ઘણાં ગામોની હદ સેળભેળ થઇ છે.

**તાલુકાઃ—**વ્યવસ્થા માટે જિલ્લાને આઠ તાલુકા અને એક મહાલમાં વહેંચેલો છે. (૧) **માંડવી**, (૨) **ઓરપાડ**, (૪) **ચોર્યાશી**, (૪) **બારડોલી**, (૫) **વલસાડ**, (૭) **પારડી**, (૭) **ચીખલી**, અને (૮) **જલાલપુર** એ તાલુકા, અને (૯) **વાલોદ** એ મહાલ છે.

**દેખાવઃ**—અરબી સમુદ્રને કિનારે દમણગંગાથી ઉત્તરમાં **કીમ** સુધી એની લંબાઈ ૮૦ માઇલ, ને ઉત્તરમાં **તાપી** નદીના પટ આગળ પૂર્વ–પશ્ચિમ પહોળાઇ લગભગ ૪૦ માઇલ છે; પરંતુ દક્ષિણ તરફ સંકડાતી જાય છે, તે દમણગંગા આગળ લગભગ પંદર માઇલ છે. આ જિલ્લાનો ઘણો ભાગ દરીઆની પાસે છે. જિલ્લાની ઉત્તરનો ભાગ સપાટ મેદાન છે. જેમ દક્ષિણ તરફ જતા જઇએ, તેમ જમીન પહાડી થતી જાય છે.

જમીનના ત્રણ ભાગ થઈ શકે છે. (૧) કિનારા પાસેનો રેતાળ અને ખારોપાટ ઉજ્જડ પ્રદેશ (૨) મધ્યનું ફળદ્રુપ મેદાન. અને (૩) પૂર્વનો ઓછો ખેડાએલા પહાડી મુલક.

**પહાડઃ**—કોઇ કોઈ જગાએ ટેકરાટેકરી એકદમ આવે છે, તોપણ સાધારણ રીતે જિલ્લાની જમીન સપાટ છે. ઉત્તરમાં **તાપી** નદીને ઉત્તર કિનારે **તાડકેશ્વર** આગળ અને **માંડવી**ની પૂર્વે નાની ટેકરીઓની હાર આવેલી છે. **તાપી**ની દક્ષિણે **સહ્યાદ્રિ**ની જોડે સંબંધ રાખતી ટેકરીઓની હાર આવેલી છે, તે સુરત જિલ્લાને **ખાનદેશ**થી જુદો પાડે છે. દક્ષિણમાં **વલસાડ** પાસેનો **પારનેરા**નો ડુંગર ૫૦૦ ફુટ ઉંચો છે.

**નદીઓ**—મુખ્ય નદીઓ **કીમ**, **તાપી**, **મીંઢોળા**, **પૂર્ણા**, **અંબિકા**, **ઔરંગા**, **પાર**, **કોલક** અને **દમણગંગા** છે.

**કીમઃ**—રાજપીપળાના ડુંગરમાંથી નીકળી સુરત જિલ્લાની ઉત્તરેથી વહી **તાપી** નદીના મુખની ઉત્તરે વીસ માઇલ ઉપર ખંભાતના અખાતને મળે છે. તેનો ઘણો ભાગ રાજપીપળા અને વડોદરા રાજ્યની હદમાં છે.

**મીંઢોળાઃ**—ખાનદેશ અને સુરત જિલ્લાની વચ્ચેના ડુંગરમાંથી નીકળી **તાપી** નદીની દક્ષિણે સમુદ્રને મળે છે. નદીના મુખ આગળ વહાણ ફરી શકે છે.

**પૂર્ણા**:—આ નદી **મીંઢોળા**ની દક્ષિણે આવેલી છે. ઉપલા ભાગમાં ઢેકુડી વતી તેનું પાણી પીતના કામમાં લેવામાં આવે છે. ભરતી વખતે **નવસારી** અને **જલાલપુર** સુધી હોડીઓ ફરી શકે છે, તોપણ નદીના પટમાં ઝાડોને લીધે ભોમીઆ ખલાસી સિવાય હોડી લઇ જવામાં જોખમ છે.

**અંબિકા**:—**વાંસદા**ના ડુંગરમાંથી નીકળી **અરબી** સમુદ્રને મળે છે. **બીલીમોરા** સુધી એમાં મોટાં વહાણ જઇ શકે છે, અને **ગણદેવી** સુધી નાનાં વહાણ જાય છે.

**ઔરંગા**:—ધરમપુરના ડુંગરમાંથી નીકળી **વલસાડ** તાલુકામાં થઇ **અરબી** સમુદ્રને મળે છે. આ નદી ઉપર **વલસાડ** મોટું બંદર છે. વહાણોને સુગમ પડે માટે નદીના મુખ પાસે એક દીવાદાંડી બાંધેલી છે.

**પાર**:—**ઔરંગા**ની દક્ષિણે છે. તેના મુખ પાસે ઉમરખાડી સારૂં બંદર છે.

**કોલક**:—આ નદી મુખ આગળ સુરત જિલ્લો અને **ફીરંગી**ઓના દમણ સંસ્થાનને જુદાં પાડે છે. તેના મુખથી આઠ માઇલ સુધી ભરતી આવે છે. ત્યાં સુધી નાનાં વહાણ ફરી શકે છે.

**દમણગંગા**:—આ નદી સુધી ગુજરાતની હદ છે. તે શરૂઆતમાં **સુરત** અને **થાણા** જિલ્લાને જુદા પાડે છે, ને પછી દમણમાં દાખલ થાય છે. ચોમાસામાં તેના મુખ પાસે નાનાં વહાણોને વાવાઝોડાથી રક્ષણ મળે છે.

**જળાશયો**:—

પાલનનું તળાવ મોટું છે, અને તે કેટલીક જમીનને પાણી પુરૂં પાડે છે. બીજાં તળાવ નાનાં છે, અને ઘણું ખરૂં ફેબ્રુઆરિની લગભગમાં તો સુકાઇ જાય છે.

**વસ્તી**:—ઇલાકામાં ખેડા જિલ્લાથી વસ્તીની ગીચતામાં બીજે નંબરે આ જિલ્લો આવે છે.

અનાવલા સૌથી સારા ખેડુત છે, અને હાલીઓ રાખી એની પાછળ ઘણી મહેનત લે છે. હાલી એક જાતનો ગુલામજ છે. ઘણે ભાગે તે વંશપરંપરાનો ગુલામ હોય છે. મુસલમાનો કંગાળ છે, પણ વહોરા ખેડુતો અને વેપારીઓ સુખી છે. પારસીઓની સંખ્યા થોડી છે, પણ તેઓ સુખી અને આગળ પડતા છે. કાળીપરજની વસ્તી કુલ વસ્તીના ત્રીજા ભાગ જેટલી છે. કાળીપરજની અમુક જાતો છે, તેમાં દુબળા, ઢોંડીઆ, ચોધરા ને નાયકડા મુખ્ય છે.

**અગત્યનાં સ્થળ:—**

**સુરત**:—જિલ્લાનું મુખ્ય શહેર તાપી નદીને કિનારે આવેલું છે. તે ભરૂચ અને ખેડા જેટલું પ્રાચીન નથી, તોપણ એક જુનું શહેર છે. મુંબઇની ચઢતી થઈ તે પહેલાં હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનું તે મોટું બંદર ગણાતું હતું. ગોવળકોંડા, બરાનપુર, વરાડ, અને આગ્રાથી અહીં વણઝારો આવતી, અને મલબાર અને કોંકણ કાંઠેથી તેમજ યુરોપ, આફ્રિકા, અરબસ્તાન અને ઈરાનના અખાતનાં બંદરોથી વહાણો આવતાં. વળી લંકા, મદ્રાસ બંગાળા, બ્રહ્મદેશ અને જાવાથી પણ કેટલાંક વહાણ આવતાં.

અંગ્રેજોએ હિંદુસ્તાનમાં વેપાર કરવા માટે સૌથી પહેલી કોઠી સુરતમાં નાખી હતી. અંગ્રેજ ઉપરાંત વેપાર કરવા માટે ફીરંગી, વલંદા અને ફ્રેંચ લોકોએ પણ કોઠીઓ નાખી હતી. મક્કે હજ કરવા જનાર મુસલમાનો આ બંદરથી જતા, માટે તે મક્કાનું મુખબાર ( દરવાજો ) કહેવાતું. ધનથી લોભાઈ શિવાજીએ બે વખત સુરત લૂંટયું હતું. મરાઠાઓની લૂંટથી બચવા માટે શહેરની આસપાસ કોટ ચણવામાં આવ્યો હતો. ઘણા લોકોનું કહેવું એમ છે, કે ગોપી નામના હિંદુએ નાના ગામડામાંથી સુરતને આબાદ કર્યું છે. હાલ જોવા લાયક સ્થળોમાં કિલ્લો અને તેની પાસેનાં જાહેર મકાનો, લાઈન્સમાંનું જૈન મંદિર, સાર્વજનિક કોલેજ, નવાબનો મહેલ, અને વહોરવાડ છે. સુરતના વતનીઓ સહેલાણી છે. મુંબઈ ઇલાકામાં સૌથી વધારે દારૂ સુરત જિલ્લામાં ખપે છે.

**રાંદેર**:—સુરતને સામે કિનારે આવેલું દક્ષિણ ગુજરાતનું બહુ જુનું શહેર છે. સુરતની ચડતીની સાથે તેની પડતી થઇ; તોપણ તે સુરતનું બંદર ગણાતું. હાલ ત્યાંના સુન્ની વહોરાઓ મોરિશીઅસ, આફ્રિકા, રંગુન, સીઆમ અને સીંગાપુર સાથે વેપાર ચલાવે છે. તેઓ દસ પંદર વર્ષ પરદેશ રહે છે, અને ઘણું ધન કમાઇ લાવી પોતાના શહેરને સમૃદ્ધ કરે છે. રાંદેરની વહોરવાડ અને કેટલીક મસીદો ખાસ જોવા લાયક છે.

**હજીરા**:—તાપી નદીના મુખ પાસે ડુમસની સામી બાજુએ હવા ખાવાનું સ્થળ છે. ત્યાં દીવાદાંડી છે.

**વલસાડ**:—સુરતની દક્ષિણે ઔરંગા નદી ઉપર બંદર છે. ત્યાંથી ડાંગના જંગલમાંની પેદાશ પરગામ ચઢે છે. અહીંનો વેપાર કાઠિઆવાડનાં બંદરો સાથે સારો ચાલે છે.

**ઉદવાડા**:—પારડી તાલુકામાંનું ઉદવાડા પારસીઓનું, અને માંડવી તાલુકાનું બહુધાન હિંદુઓનું જાત્રાનું સ્થળ છે.

## થાણા જિલ્લો.

**સીમા**:—ઉત્તરે દમણ પરગણું તથા જવાર સંસ્થાન, પૂર્વે નાશિક અને અહમદનગર જિલ્લો, દક્ષિણે પુના અને કોલાબા જિલ્લા, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**તાલુકા**:—આ જિલ્લાને વ્યવસ્થા માટે નવ તાલુકામાં વહેંચવામાં આવ્યો છે. (૧) વસાઇ, (૨) માહીમ, (૩) દહાણુ, (૪) કલ્યાણ, (૫) મુરબાદ, (૬) શાહપુર, (૭) ભીવંડી, (૮) વડા, અને (૯) ઉત્તર સાષ્ટી.

**દેખાવ**:—જિલ્લાને કુદરતી રીતે બે ભાગમાં વહેંચી શકાય. (૧) પશ્ચિમ તરફનો દરીઆકિનારાનો સપાટ પ્રદેશ, અને (૨) પૂર્વ તરફનો ઉચ્ચ પ્રદેશ. સપાટ પ્રદેશનો ઘણો ભાગ ફળદ્રુપ છે. તેમાં કેટલાક મેવા, કેળાં, શેરડી, અને નાળિએર વગેરે થાય છે. માહીમ અને વસાઇમાં આદુ બહુ થાય છે.

પૂર્વ તરફના પ્રદેશમાં ડાંગર મુખ્ય પાક છે. આ જિલ્લો ખરી રીતે મહારાષ્ટ્રનો ભાગ છે, પણ રાજ્યવહીવટની અનુકૂળતા ખાતર તેને ઉત્તર વિભાગમાં રાખવામાં આવ્યો છે. લોકોની ભાષા મરાઠી છે. પૂર્વ તરફના પહાડી પ્રદેશમાં અનાર્ય જાતના લોક વસે છે. મુંબઈ પાસે હોવાથી આ જિલ્લાનાં કેટલાંક ગામોમાં રહી લોકો મુંબઇ જોડે ધંધોરોજગાર કરે છે.

**અગત્યનાં સ્થળો:—**

**થાણા:**—જિલ્લાનું મુખ્ય શહેર મુંબઈથી ૨૧ માઇલ દૂર છે. કેનેરી ગુફાઓ અહીંથી ૭ માઇલ દૂર છે. આ ગુફાઓ બૌદ્ધ ધર્મીઓની છે. થાણાને પાણી પુરૂં પાડનારૂં પુકુર્ણી તળાવ આઠ માઇલ દૂર છે. થાણાની ખાડી સાષ્ટી બેટને છુટો પાડે છે, ને તેમાં વહાણો ફરી શકે છે.

**બોરીવલી:**—મુંબઇથી ૨૪ માઇલ ઉત્તરે આવેલું છે. સ્ટેશનથી થોડે દૂર કેનેરી ગુફાઓ છે. કાર્લીમાંથી બૌદ્ધોને કહાડી મૂકયા પછી નવમા અને દસમા સૈકામાં ખડકમાં લગભગ સો ગુફાઓ કાતરીને બૌદ્ધ સાધુઓ અહીં રહેતા હતા. આ ગુફાઓ કેનેરી ગુફાઓ તરીકે ઓળખાય છે. ગુફાઓમાં ચિત્રો પણ માલમ પડે છે.

**કલ્યાણ:**—એક પ્રાચીન બંદર છે. અહીંથી જી. આઈ. પી. રેલવેના બે ફાંટા પડે છે, તેમાંનો એક નાશિક તરફ અને બીજો પુના તરફ જાય છે. અહીંથી થોડે દૂર અંબરનાથનું મંદિર આવેલું છે. શહેરની પાસે દરીઆની કેટલીક ખાડીઓ આવેલી છે, તેમાં વહાણો ફરી શકે છે. શહેરથી થોડે દૂર પત્થરની ખાણો છે.

---

## ઇલાકાના તાબાના દેશી રાજ્યો.

ગુજરાતમાં મુંબઇ ઇલાકાના તાબાનાં દેશી રાજ્યોમાં મહીકાંઠા એજન્સિ, રેવાકાંઠા એજન્સિ, ખંભાત સંસ્થાન, સુરત એજન્સિ, અને જવાર સંસ્થાન મુખ્ય છે.

# મહીકાંઠા એજન્સિ.

**સામાન્ય વર્ણન**:—**મહી** નદીની પાસે આવેલાં કેટલાંક રાજ્યોના સમૂહને **મહીકાંઠા** એજન્સિ કહેવામાં આવે છે. આ એજન્સિ ગુજરાતની ઇશાને આવેલી છે. ઈશાન કોણુનો ઘણો ભાગ પહાડી છે અને તેમાં જંગલો છે, તેથી એજન્સિનો વિસ્તાર લગભગ **અમદાવાદ જિલ્લા** જેટલો હોવા છતાં વસ્તી બહુ ઓછી છે. રાજ્યોમાં **ઈડર** મુખ્ય છે.

**પર્વત**:—**અરવલ્લી.**

**નદીઓ**:—**સાબરમતી, હાથમતી, વાત્રક,** અને **સરસ્વતી.**

**જળાશયો**:—કેટલાંક તળાવમાં આખું વર્ષ પાણી રહે છે, પણ તેમાંનાં ઘણાંખરાં ઢોરનેજ કામનાં છે. તળાવોમાં ઈડરનું **રાણી** તળાવ, **સામળા**નું કર્માબાળી તળાવ અને **બાખસર** એ મુખ્ય છે.

**જમીન**:—**મહી**કાંઠાની જમીન બે જાતની છે; એક ગોરાડુ અને રેતાળ, તથા બીજી કાળી. બન્નેમાં સારો પાક થાય છે. **અહમદનગર**માં **પત્થર** નીકળે છે, તે ગુજરાતનાં દહેરાં તથા મસીદો બાંધવામાં ઘણો વપરાયો છે. કેટલીક જગાએથી ચુનો અને **દાંતા** આગળ **હલકો** આરસ નીકળે છે.

**અગત્યનાં સ્થળ**:—

**ઇડર**:—ઇડર રાજ્યનું મુખ્ય શહેર છે. અસલના વખતમાં તે ભીલોના કબજામાં **હતું. વલ્લભી** વંશના **છેલ્લા શિલાદિત્ય**ના કુંવર **ગુહાદિત્ય**ને અહીંના ભીલોએ રાજા કરી સ્થાપ્યો હતો. તેની આઠમી પેઢીએ **નાગાદિત્ય** થયો. તેને રૈયતે મારી નાખ્યો, પણ તેના કુંવર **બાપારાવળે મેવાડ**નું રાજ્ય સ્થાપ્યું. કેટલાક વંશોના હાથમાં ગાદી બદલાયા પછી હાલ ગાદી **મારવાડના રાઠોડ** વંશમાં છે. શહેરના છેડા આગળ ડુંગરીની તળેટીમાં રાજાનો મહેલ છે, અને તેની પાછળ ટેકરી ઉપર પ્રખ્યાત **ઈડરીઓ** ગઢ આવેલો છે.

**સાદરાઃ**—સાબરમતીને કિનારે આવેલું એજન્સિનું સદર સ્ટેશન છે.

**અંબાભવાનીઃ**—અરવલ્લાના આબુ શિખરની પાસે આરાસુર ડુંગરમાં **અંબાભવાની**નું મંદિર છે. તે પવિત્ર મનાય છે, અને ઘણા હિંદુ લોકો ત્યાં જાત્રાએ જાય છે. વળી દાંતાનો રાણો જાત્રાળુઓ પાસેથી કર લે છે.

**તારંગાઃ**—અરવલ્લી ડુંગરમાં જૈનોનું પવિત્ર ધામ છે. તેમાં **તારણ** માતાનું, અને **અજીતનાથ** અને **સંભવનાથ** એ તીર્થંકરોનાં દહેરાં છે. **તારણ** માતાની મૂર્તિ **બૌદ્ધોએ** બેસાડી હશે એમ લાગે છે. **અજીતનાથ**નું દહેરૂં **કુમારપાળ** રાજાએ બંધાવ્યું હતું.

**ખેડબ્રહ્માઃ**—હરણાઇ નદીને તીરે **અમદાવાદ-પ્રાંતીજ** લાઇનનું છેલ્લું સ્ટેશન છે. તે ઘણા વખતથી પવિત્ર સ્થળ મનાય છે. તેમાં **બ્રહ્મા**નું મંદિર છે. તે **ભૃગુ** ઋષિએ બંધાવેલું છે એમ કહેવાય છે.

---

## રેવાકાંઠા એજન્સિ.

**સામાન્ય વર્ણનઃ**—નર્મદા એટલે રેવા નદીની પાસે આવેલાં રાજ્યોને રેવાકાંઠા એજન્સિ કહેવામાં આવે છે. આમાં ગુજરાતની પૂર્વ સરહદ ઉપર આવેલાં રાજ્યો આવી જાય છે, જેમાંનાં ઘણાં બહુજ નાનાં છે. આ એજન્સિની જમીનને ત્રણ ભાગમાં વહેંચી શકાય. (૧) પૂર્વનો પહાડી પ્રદેશ, (૨) મધ્યનો જંગલનો પ્રદેશ, અને (૩) પશ્ચિમનો ફળદ્રુપ પ્રદેશ. લગભગ પાંચમા ભાગની જમીન ફળદ્રુપ છે; બાકીની પહાડી કે જંગલથી છવાએલી છે. પહાડી અને જંગલના પ્રદેશોમાં ભીલ વગેરે અનાર્ય લોકોની વસ્તી વધારે છે. **પંચમહાલના** કલેકટર આ એજન્સિના **પોલિટિકલ એજન્ટ** ગણાય છે.

**પર્વતઃ**—એજન્સિના મધ્ય ભાગમાં ડુંગરોની હાર છે, તે **વિંધ્યાચળના** ફાંટા છે; અને દક્ષિણમાંના ડુંગર **રાજપીપળાના** ડુંગરને નામે ઓળખાય છે, તે **સાતપુડાના** ફાંટા છે.

**નદીઓ**:—મહી અને **નર્મદા**.

**ખનીજઃ**—**બારીઆ** અને **સુંથ**માં સારા ઇમારતી પત્થર માલમ પડે છે. **છોટાઉદેપુર**માં ચુનો તથા આરસ નીકળે છે. **રાજ-પીપળા**ના ડુંગરમાંથી **અકીક** નીકળે છે.

**પેદાશ**:—મુખ્ય પેદાશ જંગલની છે. તેમાં મહુડા, સીસમ, સાગ વગેરે અનેક જાતનાં ઝાડ થાય છે. ખેતીમાં મુખ્ય પાક મકાઇ, ડાંગર, કપાસ, અને ચણા છે.

**અગત્યનાં સ્થળઃ**—

**નાંદોદઃ**—આ એજન્સિના સૌથી મોટા રાજ્ય **રાજ**પીપળાની રાજધાની છે. જંગલોની પેદાશ બહારગામ મોકલવા માટે રાજ્ય તરફથી **નાંદોદ**થી **અંકલેશ્વર** સુધી નાના માપની રેલવે બાંધવામાં આવી છે.

**લુણાવાડાઃ**—લુણાવાડા સંસ્થાનનું મુખ્ય શહેર છે. લુણાવાડાના રાજ્યકર્ત્તા **અણહીલવાડ**ના **સોલંકીઓ**માંથી ઉતરી આવેલા છે.

---

## ખંભાત સંસ્થાન.

**સામાન્ય વર્ણનઃ**—ખંભાતના અખાત પાસે આવેલા આ સંસ્થાન ઉપર નવાબ રાજ્ય કરે છે, અને **ખેડા** જિલ્લાના કલેક્ટર એજન્ટ તરીકે દેખરેખ રાખે છે. જમીનના ત્રણ ભાગ કરી શકાય. (૧) દરીઆકિનારાનો ખારોપાટ, (૨) મધ્યની સાધારણ જમીન, અને (૩) ઉત્તર અને પૂર્વની **મહી**ના કાંઠા પાસેની કાળી જમીન. કાળી જમીનમાં ઘઉં, કપાસ વગેરે થાય છે. મધ્યની જમીનમાં હલકાં અનાજ થાય છે. દરીઆકાંઠાની જમીનમાં કંઈ થતું નથી.

**નદીઓ**:—મહી અને **સાબરમતી**.

**અગત્યનાં સ્થળ**:—

**ખંભાતઃ**—ગુજરાતનું પ્રાચીન બંદર **ખંભાત** આ રાજ્યની રાજધાની છે. એમ મનાય છે કે કાર્તિક સ્વામીએ **તારકાસુર**ને માર્યો,

ત્યારે દેવોએ ખૂશ થઇ લડાઇની જગાએ સોનાનો જયસ્તંભ દાટયો, અને તેની પાસે કાર્તિક સ્વામીએ શિવના લિંગની સ્થાપના કરી દહેરૂં બંધાવ્યું. તેની પાળે જે નગર વસ્યું તે **સ્તંભતીર્થ** કહેવાયું: પાછળથી તેનો અપભ્રંશ ખંભાત થયો. અણહીલપુરના રાજાઓના સમયમાં તે અગત્યનું બંદર હતું. શહેરમાં નવાબનો મહેલ, જુમા-મસીદ, હાઇસ્કૂલ, ત્રણ દરવાજા, ન્યાયમંદિર તથા કેટલીક વાવ જોવા લાયક છે. વળી અખાતના બારા પર દરીઆકિનારાની હવા ખાવાની જોગવાઇ છે.

---

## સુરત એજન્સિ.

**સામાન્ય વર્ણન**:—સુરત જિલ્લાની પાસે આવેલાં રાજ્યોની દેખરેખ સુરતના કલેક્ટરને સોંપવામાં આવી છે, અને એ સમૂહને સુરત એજન્સિ કહેવામાં આવે છે. એજન્સિમાં **વાંસદા**, **ધરમપુર**, **સચીન**, અને ડાંગના જંગલનાં રાજ્યો છે. એજન્સિના ઘણા ભાગમાં જંગલ છે.

**ધરમપુર**:—સંસ્થાનની વસ્તીનો મોટો ભાગ કાળીપરજનો છે. જમીન પહાડી છે, તેથી ખેતીને અનુકૂળ નથી. અહીંના રાજા **સીસોદીઆ** રજપુત છે. મુખ્ય વેપાર જંગલની પેદાશ છે.

**વાંસદા**:—રાજ્યની જમીન પહાડી તથા જંગલવાળી છે. ફક્ત છઠ્ઠા ભાગની જમીનમાં ખેતી થાય છે. ઇમારતી કાળો પત્થર જડે છે. મુખ્ય પેદાશ જંગલની છે. રાજા **સોલંકી** વંશના છે.

**સચીનઃ**—સચીનના નવાબ **આફ્રિકાના સીદી** વંશના છે. તેમના પૂર્વજ મોગલ રાજ્યના દરિઆઈ કાફલાના સરદાર હતા. તેમના તાબામાં દરીઆકાંઠે **ડુમસ** હવા ખાવાનું સ્થળ છે. તે સુરતથી દસ માઇલ દૂર આવેલું છે. રાજધાનીનું શહેર **સચીન** છે.

---

## જવાર સંસ્થાન.

જવાર સંસ્થાનની દેખરેખ થાણા જિલ્લાના કલેક્ટર રાખે છે. આ રાજ્યમાં જમીન પહાડી અને જંગલથી ભરપુર છે. રાજા કોળી જાતના છે.

---

## ગવર્નર જનરલના તાબાનાં દેશી રાજ્યો.

## વડોદરા રાજ્ય.

**સામાન્ય વર્ણનઃ—**ગુજરાતમાં મોટામાં મોટું દેશી રાજ્ય **વડોદરાનું** છે. તેના રાજ્યકર્ત્તા **ગાયકવાડ** કહેવાય છે. તે જાતે દક્ષિણી છે. **અંગ્રેજ** સત્તા સ્થપાઇ તે પહેલાં **ગુજરાતના** ઘણા ભાગ ઉપર **ગાયકવાડની** આણ મનાતી. કાઠિઆવાડના અને બીજા કેટલાક રાજાઓ હજી **ગાયકવાડને** ખંડણી ભરે છે. તેમના રાજ્ય ઉપર દેખરેખ રાખવાને ગવર્નર જનરલ ( અથવા **વાઇસરોય** ) તરફથી રેસીડન્ટ વડોદરામાં રહે છે.

વડોદરા રાજ્ય એક જથે આવેલું નથી. તેનો ઘણો ભાગ તળ ગુજરાતમાં અને થોડો ભાગ કાઠિઆવાડમાં છે. આ રાજ્યની હદ ખાલસા મુલક અને બીજાં દેશી રાજ્યોની હદ સાથે સેળભેળ થએલી છે.

રાજ્યવહીવટની ખાતર રાજ્યના ચાર ભાગ કરવામાં આવ્યા છે, અને તે દરેક પ્રાંત કહેવાય છે. પ્રાંતના નાના ભાગ મહાલ કહેવાય છે. દરેક પ્રાંતના ઉપરી સુબા કહેવાય છે, અને ચારે સુબાના ઉપરી સરસુબા કહેવાય છે. રાજ્યનો વહીવટ **અંગ્રેજી** રાજ્યની માફક થાય છે. રાજ્યના કાયદા ઘડવા માટે **ધારાસભા** છે. ગામોના વહીવટ માટે **લોકલબોર્ડ** અને શહેરના વહીવટ માટે **મ્યુનિસિપાલિટિઓના** જેવી ગોઠવણ છે. રાજ્યના સૌથી મોટા અધિકારી **દિવાન** છે. દિવાનને મદદ કરવા માટે રાજ્યના મુખ્ય અધિકારીઓનું **કારોબારી મંડળ** છે.

સુધારામાં વડોદરા રાજ્ય આગળ પડતું છે. હિંદુસ્તાનમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત કરવાની પહેલ કરનાર આ રાજ્યજ છે. વળી ગામેગામ રાજ્ય તરફથી પુસ્તકાલયો કાઢવામાં આવ્યાં છે. રાજ્યમાં ન્યાય અને કારોબારી ખાતાં જુદાં છે.

**પ્રાંત:**—(૧) કડી, (૨) વડોદરા, (૩) નવસારી, (૪) અમરેલી.

## કડી પ્રાંત.

**સીમા:**—ઉત્તરે પાલણપુર એજન્સિ, પૂર્વે મહીકાંઠા એજન્સિ, દક્ષિણે અમદાવાદ જિલ્લો, અને પશ્ચિમે અમદાવાદ જિલ્લો તથા પાલણપુર એજન્સિ છે.

**નદી:**—સરસ્વતી.

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંતની સરહદ અમદાવાદ અને ખેડા જિલ્લા સાથે સેળભેળ થએલી છે. જમીન સપાટ અને કપાસને લાયકની છે.

**અગત્યનાં સ્થળ:**—

**સિદ્ધપુર:**—સિદ્ધપુર પવિત્ર સરસ્વતીને તીરે આવેલું છે. અહીંનો રુદ્રમાળ મૂળરાજ સોલંકીએ બંધાવ્યો હતો. ત્યાર પછી સિદ્ધ-રાજ જયસિંહે તેની મરામત કરાવી હતી. હાલ ફક્ત તેનાં ખંડેર છે. આ પવિત્ર તીર્થ હોવાથી અહીં ઘણાં મંદિર છે. માનું શ્રાદ્ધ કરવા દૂરનાં સ્થળોએથી ઘણા યાત્રાળુઓ અહીં આવે છે.

**પાટણ:**—ગુજરાતની જુની રાજધાનીનું શહેર વનરાજ ચાવડાએ વસાવ્યું હતું. સિદ્ધરાજના સમયમાં તે પૂર્ણ કળાએ પહોંચ્યું હતું. અમદાવાદ રાજધાની થયા પછી તેની પડતી થઇ. હાલ તેનાં ખંડેરોમાં રાણીવાવ, સહસ્રલિંગ તળાવ, પંચાસરા પારસનાથ વગેરે છે. પાટણનાં માટીનાં વાસણ, સુડી, અને ચપ્પુ હજી વખણાય છે.

**વડનગરઃ**—ગુજરાતનું પ્રાચીન શહેર છે. એનું પહેલાંનું નામ આનંદપુર હતું. ત્યાર પછી વૃદ્ધનગર થયું. સાતમા સૈકામાં એ આબાદ શહેર હતું, એમ ચીનો મુસાફર યવનચંગ (હુ-એન-સંગ) લખી ગયો છે. અહીં કેટલાંક જુનાં મંદિરો જોવા લાયક છે.

**મહેસાણાઃ**—અગત્યનું રેલવે જંકશન છે,

**બહુચરાજીઃ**—જાત્રાનું ધામ છે.

## વડોદરા પ્રાંત.

**સીમાઃ**—ઉત્તરે ખેડા જિલ્લો, પૂર્વે પંચમહાલ] જિલ્લો અને રેવાકાંઠા એજન્સિ, દક્ષિણે રેવાકાંઠા એજન્સિ અને ભરૂચ જિલ્લો, અને પશ્ચિમે ભરૂચ જિલ્લો અને ખંભાત સંસ્થાન છે.

**સામાન્ય વર્ણનઃ**—આ પ્રાંત સામાન્ય લક્ષણમાં ખેડા જિલ્લાને મળતો છે. તે સપાટ પ્રદેશ છે અને ફળદ્રુપ છે. કપાસ, તમાકુ અને જાતજાતનાં અનાજ તેમાં થાય છે. પેટલાદ મહાલ સૌથી રસાળ છે.

**નદીઓઃ**—મહી, વિશ્વામિત્રી, ઢાઢર, અને નર્મદા.

**અગત્યનાં સ્થળઃ**—

**વડોદરાઃ**—રાજ્યનું મુખ્ય શહેર વિશ્વામિત્રીને કાંઠે આવેલું છે, અને રેલવે જંકશન છે. શહેરમાં બગીચા, મહારાજાના મહેલ, સંગ્રહસ્થાન, કોલેજ, ન્યાયમંદિર વગેરે ઘણાં જોવા લાયક સ્થળો છે. નદી ઉપરનો ઝૂલતો પૂલ ગુજરાતમાં નવાઇ જેવો છે. શહેરની વચ્ચોવચ્ચ માંડવી છે, તે ઉપરથી આખું શહેર દેખાય છે.

**ચાંદોદઃ**—ઓર અને નર્મદાના સંગમ ઉપર જાત્રાનું ધામ છે. ગામમાં દહેરાં એટલાં બધાં હોઇ તેમની સંખ્યાને લીધે કહેવત પડી છે, કે "નર્મદામાં કંકર એટલા શંકર." આસપાસમો બધો

પ્રદેશ રમણીય છે. કવિ દયારામનો જન્મ અહીં થયો હતો. ચાંદોદની પાસેજ કરનાળી, અનસૂયા, શુકદેવજી, વ્યાસ, ગંગનાથ વગેરે પવિત્ર સ્થાનો ગણાય છે. આખા ગુજરાતમાંથી અહીં જાત્રાળુઓ આવે છે. નાનાં વહાણુ નદીમાં આ બધાં સ્થાનોએ ફરી શકે છે, ને આસપાસના પ્રદેશનો માલ લઇ જાય છે.

**ડભોઇ:**—ગાયકવાડની રેલવેનું જંકશન છે. તેનો જુનો કિલ્લો મુસલમાનોના પહેલાંના કાળની હિંદુ કારીગરીનો ખ્યાલ આપે છે. પિલાજી ગાયકવાડે ગુજરાતમાં સૌથી પહેલું આ ગામ તાબે કર્યું હતું. અહીંનાં તાંબાપિત્તળનાં વાસણુ વખણાય છે.

## નવસારી પ્રાંત.

**સીમા:**—ઉત્તરે રેવાકાંઠા એજન્સિ, પૂર્વે ખાનદેશ જિલ્લો, દક્ષિણે સુરત જિલ્લો અને સુરત એજન્સિ, તથા પશ્ચિમે અરબી સમુદ્ર અને સુરત જિલ્લો છે.

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંતની હદ સુરત જિલ્લાની હદ સાથે સેળભેળ થઇ ગઈ છે. પૂર્વ તરફનો પ્રદેશ પહાડી અને જંગલવાળો છે. મધ્યનો પ્રદેશ ફળદ્રુપ છે, અને તેની જમીન સુરત જિલ્લાની સારી જમીનને મળતી આવે છે. દરીઆકાંઠાનો કેટલોક ભાગ ખારોપાટ છે. રસાળ ભાગમાં કલમી આંબા, અનેક જાતનાં ફળ, શેરડી, ડાંગર, કપાસ વગેરે થાય છે. શેરડીને લીધે ગણદેવી પરગણાનો ગોળ વખણાય છે. મુંબઇ અને ઉત્તર ગુજરાતને ફળફળાદિ આ પ્રાંત અને તેની આસપાસના પ્રદેશોમાંથી પુરાં પાડવામાં આવે છે. આ પ્રાંત ઘણી રીતે સુરત જિલ્લાને મળતો છે. તેમાં પણુ કાળીપરજની વસ્તી છે.

**પર્વત:**—પશ્ચિમે ડુંગરોની હાર છે, તે વિંધ્યાચળના તથા સાતપુડાના ફાંટા છે.

**નદીઓ:—કીમ, તાપી, પૂર્ણા, અંબિકા.**

**અગત્યનાં સ્થળ:—**

**નવસારી:**—પૂર્ણા નદીને કિનારે પ્રાંતનું મુખ્ય શહેર છે. પારસીઓ અહીં ઘણા કાળથી વસેલા છે, તેથી તેમની અગિઆરીઓ ઘણી છે, તથા **આતસ બહેરામ** છે. અહીં ઉનાળામાં બહુ તાપ પડતો નથી, તેથી કેટલાક લોકો હવાફેર કરવા આવે છે. અહીં નાનાં વહાણ ફરી શકે છે. ગામ બહાર તવંગર અને મોભાદાર પારસીઓની વાડીઓ અને બંગલા આવેલા છે. તેઓ પરદેશથી ધન કમાઇ લાવી પાછા આવી એશઆરામ કરે છે.

**સોનગઢ:**—ગાયકવાડના રાજ્યનું જુનું રાજધાનીનું શહેર છે. તેનો જુનો કિલ્લો જોવા લાયક છે.

## અમરેલી પ્રાંત.

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંત કાઠિઆવાડમાં જુદે જુદે કકડે વહેંચાએલો છે. તેમાં ત્રણ ભાગ મુખ્ય છે. (૧) **અમરેલી**–સોરઠને પૂર્વ છેડે, (૨) **કોડીનાર**–સોરઠની દક્ષિણમાં દરીઆકિનારે, અને (૩) **ઓખામંડળ**–હાલારના વાયવ્ય કિનારે આવેલો દ્વીપકલ્પ. અમરેલીની દક્ષિણમાં જમીન પહાડી છે. બાકીની જમીનમાં બાજરી, મઠ વગેરે હલકાં અનાજ અને કપાસ થાય છે. કોડીનારનો ઉત્તરનો ભાગ પહાડી છે, અને દક્ષિણે દરીઓ છે, તેથી જમીન સારી નથી. ત્યાંની હવા પણ તંદુરસ્તીને અનુકૂળ આવતી નથી. ઓખામંડળમાં પૂર્વ સરહદ ઉપર નાનું રણ આવેલું છે, તે પંદર માઇલ લાંબું છે: કચ્છના અખાત પાસે તે પાંચ માઇલ પહોળું છે, અને દક્ષિણ તરફ એક માઇલ પહોળું છે. મોટે જુવાળે તેના ઉપર પાણી ફરી વળે છે.

**અગત્યનાં સ્થળ:—**

**અમરેલી:**—પ્રાંતનું મુખ્ય શહેર ત્યાંના સૈયદ તથા કાઠીઓ પાસેથી મરાઠાઓએ લીધું હતું. તેની પાસેનો પેટામહાલ દામનગર દામાજી ગાયકવાડને લાઠીના ઠાકોરે પહેરામણીમાં આપ્યો હતો, અને કોડીનાર જુનાગઢના નવાબે આપ્યું હતું.

**દ્વારકા:**—કાઠિઆવાડના પશ્ચિમ કિનારાનું બંદર ઘણા પ્રાચીન કાળથી જાણીતું છે. **મહાભારત**ના સમયમાં તે **શ્રીકૃષ્ણની** રાજધાની હતું. અહીં ઘણાં મંદિરો છે. તેમાં **દ્વારકાનાથ**નું મંદિર સૌથી પ્રસિદ્ધ છે. અહીં **શારદાપીઠના શંકરાચાર્ય**ની ગાદી છે. તે આદ્ય શંકરાચાર્યની સ્થાપેલી ચાર ગાદીઓમાં સૌથી મોટી છે. દર વર્ષે હજારો જાત્રાળુઓ અહીં આવે છે, અને ગોમતીમાં સ્નાન કરી પવિત્ર થાય છે. ગોમતીમાં નહાવા માટે ગાયકવાડ સરકાર કર લે છે.

---

# પશ્ચિમ હિંદનાં રાજ્યો.

**સામાન્ય વર્ણન:**—કચ્છ, કાઠિઆવાડ, અને **પાલણપુર** એજન્સિનાં રાજ્યોને **પશ્ચિમ હિંદનાં રાજ્યો** કહેવામાં આવે છે. આ રાજ્યો ઉપર ગવર્નર **જનરલ** ( અથવા **વાઇસરોય** ) સાહેબ દેખરેખ રાખે છે, અને તેમના તરફથી વહીવટ કરવાને પહેલા વર્ગનાં રાજ્યોના **રેસીડન્ટ**, અને બીજાં રાજ્યોના **એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ** તરીકે એક અમલદાર **રાજકોટ**માં રહે છે. છેલ્લો ન્યાય મેળવવા માટે **હાઇ કોર્ટ**ના જેવી **જ્યુડિશિઅલ કમિશનરની** કોર્ટ પણ **રાજકોટ**માં છે. આ રાજ્યોનો વહીવટ પહેલાં **મુંબઇ** ઇલાકાના ગવર્નરને હસ્તક હતો.

## કાઠિઆવાડ.

**સીમા:**—ઉત્તરે કચ્છનો અખાત અને કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત, તથા દક્ષિણે અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

**દેખાવ:**—કાઠિઆવાડ કચ્છના અખાત અને ખંભાતના અખાતની વચ્ચે આવેલો દ્વીપકલ્પ છે. તળ ગુજરાતથી **નળકંઠાના** પ્રદેશથી જુદો પડે છે. કોઇ કાળે કાઠિઆવાડ બેટ હશે. આ દ્વીપકલ્પમાં અમદાવાદ જિલ્લાનો ધંધુકા તાલુકો અને ઘોઘા મહાલ ખાલસા

મુલક છે. **અમરેલી, કોડીનાર,** અને **ઓખામંડળ** વડોદરા રાજ્યના તાબામાં છે, તથા દીવ બેટ ફીરંગીઓના કબજામાં છે. આ ભાગો સિવાયના મુલકનું વર્ણન અહીં કરીશું.

મધ્યનો પ્રદેશ પહાડી અને ઉત્તર તરફનો પ્રદેશ રણ પાસે હોવાથી વેરાન છે. દરીઆ પાસેનો મુલક ખારોપાટ છે. **ગીરનારની** દક્ષિણે **ગીરનું** જંગલ છે. સિંહ આ જંગલમાંજ માલમ પડે છે. બાકીની જમીન ગોરાડુ છે. મુખ્ય પાક કપાસ, બાજરી, મગ અને હલકાં અનાજ છે.

**પહાડોઃ—**

**ગીરનારઃ—**જુનાગઢની પાસે આવેલો છે, અને તે કાઠિઆવાડમાં સૌથી ઉંચો છે. આ ડુંગરમાં **અંબામાતા, ગોરખનાથ, ઓઘડશિખર, ગુરુ દત્તાત્રય,** અને **કાળકા શિખર** એ પાંચ શિખરો મુખ્ય છે. પર્વતો ઉપર જૈનોનાં દહેરાં અને કેટલાક કુંડ છે. તેમાં **દામોદર** કુંડ સૌથી પવિત્ર ગણાય છે. **બલરામનાં** રાણી રેવતીના નામનો **રેવતી** કુંડ ત્યાંથી થોડોજ દૂર છે. ગીરનારનું બીજું નામ **રૈવતાચળ** પણ રૈવતી ઉપરથી પડેલું છે. **મૌર્ય** વંશના ચક્રવર્તી **પ્રિયદર્શી અશોકની** ધર્મઘોષણાવાળો પ્રખ્યાત શિલાલેખ આ પર્વત ઉપર છે. વળી **ગીરનારની** પાસે બંધ બાંધીને નહેરો કરવા માટે પ્રાચીન સમયમાં **સુદર્શન** તળાવ ખોદવામાં આવેલું, તેનો શિલાલેખ પણ આ પહાડની હદમાં છે.

**શેત્રુંજોઃ—પાલિતાણાની** પાસે છે. ત્યાં જૈનોનાં સુંદર દહેરાં છે.

**નદીઓઃ—**કાઠિઆવાડની નદીઓ નાની છે; કારણ કે તેનો ઉચ્ચ પ્રદેશ મધ્યમાં છે, અને ત્યાંથી ચારે બાજુએ નદીઓ વહે છે. કેટલીકનાં પાણીનો ઉપયોગ બંધ બાંધીને કરવામાં આવે છે. તળ ગુજરાતની સાધારણ નદી જોડે સરખાવી શકાય એવી મોટી નદી નથી તેમાં એક **ભાદર**, **શેત્રુંજી**, અને **મચ્છુ** એ મુખ્ય નદીઓ છે.

**જળાશયો:**—ઉત્તર અને ઇશાનની જમીનમાં ખાર ભરેલો છે, તેથી ત્યાંના કુવાનું પાણી થોડું ઘણું ખારાશવાળું હોય છે. ઘણું-ખરૂં દરેક કસ્બા કે ગામમાં તળાવ હોય છે, પણ ઘણાંખરાં તળાવ ચૈત્ર-વૈશાખમાં સુકાઇ જાય છે, તે સમયે કુવાનો ઉપયોગ કરવામાં આવે છે. કેટલાંક ગામમાં તળાવ મોટાં છે. નળ સરોવર સંબંધી આગળ કહેવામાં આવ્યું છે. તે ઉપરાંત નૈર્ઋત્ય કોણમાં માધુપુરની પાસે નળના જેવાંજ દેખાતાં બે સરોવર છે, તે બન્ને ઘેર કહેવાય છે: એક અજકનો અને બીજો અમરાપુરનો.

**કિનારો:**—કાઠિઆવાડ જેવો ખાંચાવાળો કિનારો આખા હિંદુસ્તાનમાં બીજા કોઇ પ્રદેશમાં નથી. ઘણા પ્રાચીન સમયથી અહીંના લોકો પરદેશો જોડે વહાણ મારફત વેપાર ખેડતા.

ઉત્તરે કચ્છનો અને પૂર્વે ખંભાતનો અખાત છે.

**ખાડીઓ:**—**હંસતાલ** ખાડી કચ્છના અખાતમાં છે, ને બે ભાગે વહેંચાએલી છે:-એક કચ્છની અને બીજી હાલાઇ. ખંભાતના અખાતમાં **ભાવનગરની**, સુંદરાઇની, ધોળેરાની, અને ઘોઘાની ખાડીઓ મુખ્ય છે. **ભાવનગરની** ખાડી વાંકી અને જોખમકારી છે, પણ હમણાં તેને **ભાવનગર** રાજ્ય તરફથી સુધારવામાં આવે છે, અને તેમાં નાની સ્ટીમરો આવી શકે છે. સુંદરાઇની ખાડી **ભાવનગરની** ઉત્તરે આઠ માઇલ ઉપર છે.

**બંદરો:**—કચ્છના અખાત ઉપર વેવાનીઆ, જોડીઆ, બેરી, સાલીઆ એ મુખ્ય બંદરો છે. ધોળેરા, **ભાવનગર** અને ઘોઘા એ ખંભાતના અખાતમાં, અને મહુવા, જાફરાબાદ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર એ અરબી સમુદ્રમાં બંદર છે.

**બેટા:**—

**પીરમ:**—ઘોઘાની દક્ષિણે નાનો સાંકડો બેટ છે.

**શીઅલઃ**—જાફરાબાદની પૂર્વે પોણો માઇલ લાંબો અને અડધો માઇલ પહોળો છે.

**દીવઃ**—વાંકોચુંકો ૭ માઇલ લાંબો અને અઢી માઇલ પહોળો બેટ છે.

**શંખોદ્ધારઃ**—ઓખામંડળની પૂર્વમાં આઠ માઇલ લાંબો છે.

**ખનીજઃ**—નૈઋર્ત્ય કાંઠે અને મધ્ય ભાગમાં બહુ જાતના પત્થર મળે છે. પોરબંદર અને ધ્રાંગધ્રાના પત્થર વખણાય છે. બીજી જાતના પત્થર અને આરસપહાણ પણ નીકળે છે. કેટલાક ભાગમાં મીઠું પકવવામાં આવે છે. રણમાં અને ભાલમાં ઘાપણ મળી આવે છે.

**જંગલોઃ**—ગીરનું જંગલ ૬૦ માઇલ લાંબું અને ૩૦ માઇલ પહોળું છે. તેમાં અનેક જાતની વનસ્પતિ મળી આવે છે. બર્ડાનું જંગલ પ્રમાણમાં નાનું છે. સિંહ હવે ફક્ત ગીરના જંગલમાંજ માલમ પડે છે.

**રાજ્યવહીવટઃ**—કાઠિઆવાડમાં ઘણાં નાનાં રાજ્યો તથા થોડાં મોટાં રાજ્યો મળી લગભગ બસો રાજ્યો છે. દરેક રાજ્યનો વહીવટ તેના રાજા કરે છે. મોટાં રાજ્યોને વહીવટની પુરી સત્તા છે, અને નાનાં રાજ્યોને કેટલીક સત્તા ઓછી છે. આ રાજ્યો ઉપર દેખરેખ રાખવી સહેલી પડે, તેથી તેના પૂર્વ કાઠિઆવાડ અને પશ્ચિમ કાઠિઆવાડ એમ મોટા ભાગ પાડી તે દરેકના પાછા બે ભાગ પાડી કુલ ચાર ભાગ કરવામાં આવ્યા છે. આ ચાર ભાગ ઝાલાવાડ, ગોહિલવાડ, સોરઠ અને હાલાર છે. પહેલાં આખા કાઠિઆવાડ ઉપર ગાયકવાડની સત્તા હતી. હજી ઘણાં રાજ્યો ગાયકવાડને અંગ્રેજ સરકારની મારફત ખંડણી ભરે છે. વળી તેઓ અંગ્રેજ સરકારને પણ ખંડણી ભરે છે. પહેલાં કાઠિઆવાડનું નામ સૌરાષ્ટ્ર હતું. પેશ્વાના સમયમાં કાઠી લોકોના નામ ઉપરથી તેનું નામ કાઠિઆવાડ પડયું હતું. હવે તેનો એકજ ભાગ સૌરાષ્ટ્ર ઉપરથી સોરઠ કહેવાય છે.

## ઝાલાવાડ.

**સામાન્ય વર્ણન**:—પૂર્વ કાઠિઆવાડના ઉત્તરના પ્રાંતનું નામ **ઝાલા** રજપુતો ઉપરથી પડ્યું છે. હરપાળને કરણઘેલાએ નોકરીના બદલામાં મોટી જાગીર આપી, તે મુલક **ઝાલાવાડ** કહેવાયો. આ પ્રાંતનાં મોટાં રાજ્યો **ધ્રાંગધ્રા, લીમડી, વઢવાણ, લખતર** વગેરે **ઝાલા** રજપુતોના કબજામાં છે.

**અગત્યનાં સ્થળો**:—

**ધ્રાંગધ્રા**:—તેજ નામના રાજ્યનું મુખ્ય શહેર છે. અહીંના પત્થર ઇમારત બાંધવાના કામમાં આવે છે.

**વઢવાણ**:—વઢવાણ રાજ્યનું મુખ્ય શહેર અને પ્રાંતનું સદર સ્ટેશન છે. અહીંની હવા સુકી છે, અને તંદુરસ્તી માટે સારી છે. રૂના પાકની મધ્યમાં આવેલું હોવાથી રૂનો વેપાર સારો ચાલે છે. સુતરાઉ કાપડની મીલ અને કેટલાંક જીન છે. રાણકદેવી અહીં ભોગાવોને કિનારે સતી થએલી તેની દેરડી છે. કવીશ્વર **દલપતરામ**નો જન્મ અહીં થયો હતો.

## ગોહિલવાડ.

**સામાન્ય વર્ણન**:—ઝાલાવાડની દક્ષિણે આવેલા આ પ્રાંતનું નામ ગોહિલ રજપુતો ઉપરથી પડ્યું છે. **ભાવનગર, પાલિતાણા, લાઠી** વગેરેમાં ગોહિલ વંશના રાજ્યકર્ત્તા છે.

**અગત્યનાં સ્થળ**:—

**ભાવનગર**:—રાજ્યનું મુખ્ય શહેર અને બંદર છે. રાજ્ય તરફથી ખાડી સાફ કરાવવામાં આવે છે, તેથી બંદરનો વેપાર વધ્યો છે. કાપડસુતરની મીલ અને જીનો છે. **સામળદાસ કોલેજ, દક્ષિણામૂર્તિભવન,** રાજ્યમહેલો અને ડુંગરોમાંનું સરોવર જોવા લાયક છે.

**પાલિતાણા**:—રાજ્યનું મુખ્ય શહેર શેત્રુંજા પહાડની તળેટીમાં આવેલું છે. ડુંગર ઉપર કારીગરીવાળાં જૈન દેરાસરો છે.

**લાઠી**:—**કલાપી**ની સંજ્ઞાથી લખનાર રાજકવિ **સુરસિંહજી**નું ગામ છે.

# સોરઠ.

**સામાન્ય વર્ણન:**—પશ્ચિમ કાઠિઆવાડની દક્ષિણનો ભાગ **સોરઠ** કહેવાય છે. **જુનાગઢ, પોરબંદર** અને **જાફરાબાદ** એ મુખ્ય રાજ્યો છે. જુનાગઢની હદમાં આવેલો **નાઘેરનો** મુલક ઘણો રસાળ છે.

**અગત્યનાં સ્થળ:**—

**જુનાગઢ:**—ગીરનારની તળેટીમાં આવેલું ઘણું જુનું શહેર છે. હાલના રાજકર્ત્તા નવાબ છે; તે **બાબી** વંશના છે. નવાબ સાહેબનો મહેલ, **બાઉદ્દીન** કૉલેજ, **રાખેંગારનો** મહેલ, અને પાસે ગીરનાર પર્વત જોવા લાયક છે. **નરસિંહ મહેતા** જુનાગઢના વતની હતા. તેમનો **ચોરો** ગામમાં છે.

જુનાગઢના નવાબ **અંગ્રેજ** સરકારને તથા ગાયકવાડને ખંડણી ભરે છે. કાઠિઆવાડનાં ૧૩૪ રાજ્યો જુનાગઢના નવાબને ખંડણી ભરે છે.

**સોમનાથ પાટણ:**—ઘણું પ્રાચીન શહેર અને જાત્રાનું ધામ છે. તે **સોમનાથના** મંદિરને લીધે પ્રખ્યાત છે. આ મંદિરની મૂર્તિને **મહંમદ ગીઝનીએ** તોડી હતી. મંદિરની પાસે **શ્રીકૃષ્ણના** જીવનની સાથે સંબંધ રાખતાં કેટલાંક સ્થાન છે, તેમાં **શ્રીકૃષ્ણ** સ્વધામ ગયા તે સ્થાન, તથા ત્રણ નદીઓના સંગમ પાસે તેમને અગ્નિસંસ્કાર કરેલા તે સ્થાન અગત્યનાં છે. કેટલાક તેને **દેવપાટણ** કે **પ્રભાસ-પાટણ** કહે છે.

**વેરાવળ:**—સોમનાથની પાસે બંદર છે. તે મારફત ઘણો વેપાર ચાલે છે.

**પોરબંદર:**—પોરબંદર રાજ્યની રાજધાની અને બંદર છે. તેને **સુદામાપુરી** પણ કહેવામાં આવે છે.

**જાફરાબાદ:**—દક્ષિણ કિનારા ઉપર બંદર છે. તે **જંજીરાના સીદી** નવાબના તાબામાં છે.

## હાલાર.

**સામાન્ય વર્ણનઃ**—પશ્ચિમ કાઠિઆવાડની ઉત્તરે આ પ્રાંત આવેલો છે. તેમાં ઘણાં રાજ્યો જાડેજા રજપુતોનાં છે. તેમાં **નવાનગર, મોરબી, રાજકોટ,** અને ગોંડળ મુખ્ય છે. કાઠિઆવાડમાં સત્તા જમાવનાર આ વંશના 'જામ'–'હાલા' ઉપરથી આ ભાગ હાલાર કહેવાય છે.

**અગત્યનાં સ્થળઃ**—

**નવાનગરઃ**—નવાનગર રાજ્યની રાજ્યધાની છે. અહીંના રાજા 'જામ' કહેવાય છે. શહેરમાં કોઠા તથા **લખોટામહેલ** જોવા લાયક છે. આખા કાઠિઆવાડમાં અહીંના લોક સહેલાણી ગણાય છે. આ રાજ્યની હદના દરીઆમાંથી પહેલાં સારાં મોતી નીકળતાં હતાં. અહીંના રાજાની અટક ઉપરથી આ શહેર **જામનગર** પણ કહેવાય છે.

**રાજકોટઃ**—પશ્ચિમ હિંદનાં રાજ્યોનું સદર સ્ટેશન છે, અને રાજકોટ રાજ્યની રાજધાની છે. શહેરમાં સંગ્રહસ્થાન, રાજકુમાર કોલેજ, રાજાઓના ઉતારા વગેરે જોવા લાયક છે.

**મોરબીઃ**—મોરબી રાજ્યના રાજધાની મચ્છુ નદીને કિનારે આવેલું છે. મચ્છુને બંધ બાંધીને તેના પાણીનો ઉપયોગ કરવામાં આવે છે. મણિમંદિર, ઝૂલતો પૂલ, રાજ્યની ઓફિસો અને મચ્છુના પૂલ પાસેનો ભાગ જોવા લાયક છે.

---

## પાલણપુર એજન્સિ.

**સીમાઃ**—ઉત્તરે રજપુતાના, પૂર્વે મહીકાંઠા એજન્સિ, અગ્નિ કોણમાં વડોદરા રાજ્યનો કડી પ્રાંત, દક્ષિણે ઝીંઝુવાડા સંસ્થાન, અને પશ્ચિમે કચ્છનું રણ છે.

**સામાન્ય વર્ણનઃ**—આ એજન્સિ રણની પાસે આવેલી હોવાથી રેતાળ અને ખારોપાટ જમીન ઘણી છે. આખો પ્રદેશ ઘણે ભાગે વેરાન

છે. **બનાસ** અને **સરસ્વતી** એ બે મુખ્ય નદીઓ છે. ખેતી થાય છે તેવી જમીન ગોરાડુ અને કાળી છે. હવા ઘણે ભાગે સુકી છે, એટલે ઉનાળામાં ઘણો તાપ અને શિઆળામાં ઘણી ટાઢ પડે છે. હલકી જાતનાં અનાજ ગોરાડુ જમીનમાં, અને ઘઉં અને કપાસ કાળી જમીનમાં થાય છે. અહીંના **કાંકરેજ** પરગણાના બળદ વખણાય છે, અને તે **કાંકરેજી** કહેવાય છે. આ એજન્સિ **અમદાવાદ** જિલ્લાથી બમણી છે અને તેમાં તેર રાજ્યો છે, જેમાં **પાલણપુર** અને **રાધનપુર** મુખ્ય છે.

**અગત્યનાં સ્થળ**:—

**પાલણપુર**:—પાલણપુર સંસ્થાન અને એજન્સિનું મુખ્ય શહેર છે. તેનું જુનું નામ **પ્રલ્હાદન પાટણ** હતું, અને તેને **આબુના** પરમારે વસાવ્યું હતું. પહેલા સૈકામાં તે ઉજ્જડ થયું હતું. તેને **પાલનસી ચોહાણે** ફરી વસાવ્યું, તેથી તે પાલણપુર કહેવાયું. અહીંના રાજ્યકર્ત્તા મુસલમાન છે, અને તે **દિવાન** કહેવાય છે.

**રાધનપુર**:—રાધનપુર સંસ્થાનનું મુખ્ય શહેર છે. હાલ તે **બાબી** વંશના મુસલમાન રાજકર્તાના હાથમાં છે. **બાબી** વંશનો મૂળ પુરુષ હુમાયુ સાથે **હિંદુસ્તાનમાં** આવ્યો હતો.

---

## કચ્છ.

**સીમા**:—ઉત્તરે કચ્છનું મોટું રણ અને તેને બીજે પાર **સિંધ**, પૂર્વે કચ્છનું રણ અને તેને બીજે પાર **પાલણપુર** એજન્સિ, દક્ષિણે કચ્છનું રણ, કચ્છનો અખાત, અને તે બન્નેની સામી બાજુએ કાઠિઆવાડ, અને પશ્ચિમે **અરબી** સમુદ્ર છે.

**સામાન્ય વર્ણન**:—કચ્છનો અર્થ દરીઆકિનારાનો પ્રદેશ થાય છે. આ ભાગ અત્યાર સુધી જોએલા બીજા ભાગો કરતાં જુદોજ પડે છે.

દેશના બીજા ભાગોથી જાણે જુદા રહેવાજ સર્જાયા ન હોય, તેમ તે રણ અને સમુદ્રથી ઘેરાઇને એક ટાપુ જેવો બન્યો છે. વચ્ચેનો ભાગ રેતાળ છે. દરીઆકિનારાની પાસેનો કેટલોક ભાગ ખારોપાટ છે, અને બાકીની દક્ષિણ તરફની જમીનમાં ખેતી થઈ શકે છે. તેમાં હલકી જાતનાં અનાજ તથા કપાસ અને ઘઉં થાય છે. કચ્છમાં પાણીની ઘણી તાણ છે; નદીઓ નાની છે. ઉપલી જમીન છિદ્રાળુ હોવાથી તળાવોમાં પાણી રહી શકતું નથી, અને ઘણાં તળાવ ઉનાળામાં સુકાઈ જાય છે. વહેળાઓનું પાણી પીવા લાયક નથી, અને ઉનાળામાં ઢોરને માટે પણ ખારૂં હોવાથી નકામું છે. નદીના ભાઠાની રેતી ખોદવાથી નીકળતું પાણી સારૂં હોય છે. ખડકોમાં થોડું ખોદવાથી પાણી મળે છે. ઘણા કુવા ૧૫ થી ૨૫ ફુટ ઉંડા હોય છે. તેમાં સારૂં પાણી હોય છે.

ઘંટીનાં પડ કરવા લાયક પત્થર તથા ડોકાવાન આરસ જેનો ઉપયોગ મોગલ બાદશાહના મહેલોમાં જાતજાતના રંગની રચના કરવામાં થયો છે તે મળી આવે છે. થોડો ઇમારતી પત્થર પણ નીકળે છે. કેટલીક જગાએ વનસ્પતિ અને પ્રાણીઓના અવશેષ ( ફોસીલ ) મળી આવે છે, તેમાં જળચરના અવશેષ ઘણા છે. આ અવશેષ આફ્રિકાનાં પ્રાણીઓને મળતા આવે છે.

કચ્છમાં બહુ ઝાડ નથી. ગામોની પાસે લીમડો, પીપળો અને બાવળ ઉગે છે. આમલી અને વડ કોક ઠેકાણે હોય છે. દરીઆ-કિનારે નાળિએરી અને ખજુરી ઉછેરવામાં આવે છે.

કચ્છી ઘોડા ઘણા કાળથી વખણાતા આવ્યા છે. હાલ તેની ઓલાદ વધારવાનું કામ લગભગ બંધ પડયું છે. ગધેડાંમાં કચ્છી અને સિંધી એમ બે જાતનાં માલમ પડે છે. સાંઢણી પણ કચ્છની વખણાય છે.

બીજા પ્રદેશોની માફક કચ્છમાં રેલવે લાઇન નથી. ત્યાં જતા આવતા મુસાફરોને જુની રીતે મુસાફરી કરવી પડે છે. ગુજરાત-માંથી જતા મુસાફરો કાઠિઆવાડનાં બંદરોથી વહાણમાં જાય છે.

કચ્છના રાજકર્તા '**મહારાવ**' કહેવાય છે. તેમના તાબા નીચે ૧૩૭ સરદારો છે. તે તેમના મુલકમાં સ્વતંત્ર છે, અને તે **મહારાવ**ના ભાયાતો છે. પટાવતની પદ્ધતિની માફક આ ભાયાતો જરૂરને વખતે લશ્કર પુરૂં પાડવા બંધાએલા છે. **મહારાવ** તથા આ ભાયાતો **જાડેજા** વંશના છે. **જાડેજા** મળ સિંધમાંથી આવ્યા હતા. કચ્છમાં લગભગ સોળ હજાર **જાડેજા** રજપુતો છે.

રણ સિવાય કચ્છનો વિસ્તાર **અમદાવાદ** જિલ્લાથી બમણો છે, પણ વસ્તી લગભગ અડધી છે. લોકો સાહસિક છે, અને પરદેશમાં જઇ વેપાર ખેડે છે.

**અગત્યનાં સ્થળ:—**

**ભુજ:**—રાજધાનીનું શહેર છે. ઇ. સ. ૧૫૪૮ માં **રાવખેંગારજી**-એ તેને રાજધાની બનાવ્યું ત્યાં સુધી જાણીતું નહોતું. **રાવલાખાનો** મહેલ, **પ્રાગમલજી**નો મહેલ, **હાઇસ્કૂલ**, **ભુજંગ**નું મંદિર, વગેરે જોવા લાયક છે. અહીંનું ચાંદીનું નકશીકામ ઘણું વખણાય છે.

**માંડવી:**—દક્ષિણ કિનારે બંદર છે. તેને **રાવ ખેંગારજી**એ ઇ. સ. ૧૫૮૧ માં વસાવ્યું હતું. કચ્છનું આ મુખ્ય બંદર છે, અને તેની પાસે દીવાદાંડી છે.

**અંજાર:**—કચ્છના અખાતના ઇશાન કોણના કિનારાથી ૭ માઇલ દૂર છે. **ભુજ** જનારા અહીંથી જાય છે. તેનો વેપાર **મુંબઇ** અને બીજાં બંદરો સાથે ચાલે છે.

---

## સ્વતંત્ર મુલક.

**ફીરંગી** લોકોના કબજામાં કાઠિઆવાડની દક્ષિણે આવેલો **દીવ** બેટ, અને સુરત જિલ્લાની દક્ષિણે આવેલું **દમણ** પરગણું છે. આ મુલક **અંગ્રેજ સરકાર**ના તાબામાં નથી. યુરોપની અંદર આવેલા **પોર્ટુગલ** દેશના તાબામાં એ મુલક છે. **દમણ** બંદર છે, અને તેના તાબાનું **નગરહવેલી** પરગણું ઘણું રસાળ છે.

# કૃતિ.

૧. ગુજરાતનો રૂપરેખા બતાવનારો નકશો દોરી તેમાં જિલ્લા અને દેશી રાજ્યોની હદ બતાવો.

૨. નંબર પહેલાના નકશામાં ખાલસા મુલક લાલ રંગથી, વાઇસરોય સાહેબની હકુમતનાં દેશી રાજ્યો ભુરા રંગથી, ગવર્નર સાહેબની હકુમતનાં દેશી રાજ્યો પીળા રંગથી, અને સ્વતંત્ર મુલક લીલા રંગથી બતાવો.

૩. ગુજરાતની ભૂરચના બતાવનારો માટીનો નકશો બનાવો.

૪. ગુજરાતની રેલવે બતાવનારો નકશો તૈયાર કરો. તેમાં અગત્યનાં મથકનાં નામ લખો.

૫. ગુજરાતના નકશાની રૂપરેખા દોરી તેમાં સ્થળ પ્રમાણે મુખ્ય પેદાશ લખો; અથવા ચીતરીને અગર બીજી રીતે બતાવો.

---

# મુંબઈ પરાં વિભાગ.

ઇલાકાની રાજ્યધાની મુંબઇ શહેરની વસ્તી દિવસે દિવસે વધતી ગઇ, એટલે લોકો મુંબઇની આસપાસ પરાં વસાવીને રહેવા લાગ્યા. આ પરાં પહેલાં **થાણા** જિલ્લામાં ગણાતાં હતાં. રાજ્યવહીવટની અનુકૂળતા ખાતર આ પરાં અને મુંબઇ બેટની ઉત્તરનો કેટલોક ભાગ એકઠો લઇને એક જુદોજ વિભાગ પાડવામાં આવ્યો છે, તેને **મુંબઈ પરાં વિભાગ** કહે છે. આ વિભાગમાં એકજ જિલ્લો આવેલો છે, અને તે જિલ્લાનું નામ **મુંબઈ પરાં જિલ્લો** છે. વિભાગના ઉપરી કલેક્ટર છે. જિલ્લા તરીકે તેમજ વિભાગ તરીકે આ મુલક સૌથી નાનો છે.

આ વિભાગ દરીઆકિનારે આવેલો છે, તેથી જમીન ઘણે ભાગે ખારોપાટ છે. નાળિએરી, તાડ વગેરે મુખ્ય વનસ્પતિ છે. આ વિભાગમાં રહેનારા લોકોનો રોજગાર મુંબઈમાં છે. તેમને જવું

આવવું સુગમ પડે, તેથી થોડે થોડે અંતરે રેલવે ટ્રેઇનો દોડયા કરે છે. દરરોજના જનારઆવનારને ખાસ સોંઘા દરે મહીનાના કે તેથી વધારે મુદતના પાસ આપવામાં આવે છે, તેથી તેમને દરરોજ ટિકિટ કરાવવી પડતી નથી.

**અગત્યનાં સ્થળ:—**

**વાંદરા:**—વિભાગનું સૌથી મોટું શહેર મુંબઇથી નવ માઇલ દૂર છે. મુંબઇના માંસાહારી લોકોને અહીંથી માંસ પુરૂં પાડવામાં આવે છે. શહેરમાં મ્યુનિસિપાલિટિ છે. તે શહેરના આરોગ્ય તેમજ બીજી બાબતોનો વહીવટ કરે છે.

**સાંતાક્રૂઝ:**—મધ્યમ વર્ગના લોકોનું પરૂં છે. અહીં મુંબઇના જેવી ગીચ વસ્તી નથી, તેમજ માળા જેવાં ઘર નથી, તેથી તંદુરસ્તી ખાતર કેટલાક લોકો અહીં રહી કામધંધા માટે મુંબઇ અવરજવર કરે છે.

**કુર્લા:**—**જી. આઇ. પી.** લાઇન ઉપરનું પરૂં છે. મુંબઇ શહેરની વધતી જતી વસ્તીને રહેવાની જગા પુરી પાડવા માટે કેટલીક યોજના થાય છે, તેને અંગે મધ્યના ભાગની વસ્તીને ધંધારોજગારનાં સ્થાનોએ જવું આવવું ફાવે, તે માટે અહીંથી પૂર્વ-પશ્ચિમ એક વધારાની રેલવે લાઇન નાખવામાં આવે છે.

## મુંબઇ શહેર.

મુંબઇ પરાં વિભાગની દક્ષિણે મુંબઇ શહેર આવેલું છે. તે ઇલાકાની રાજ્યધાની છે. તે એકે વિભાગમાં ગણાતું નથી, પણ તેનો વહીવટ તેના કલેકટર મારફત જુદો થાય છે. ન્યાય મેળવવા માટે હાઇ કોર્ટ, વિદ્યાર્થીઓના ઉંચા ભણતર સંબંધી વહીવટ કરનાર યુનિવર્સિટિ, અને ઇલાકાના ગવર્નર સાહેબની ઓફિસ અહીં છે.

મુંબઇ બેટ ઉપર વસેલું છે, અને તે પશ્ચિમ હિંદુસ્તાનનું સૌથી મોટું બંદર અને બ્રિટિશ રાજ્યમાં ફક્ત લંડનથીજ ઉતરતું

બીજા નંબરનું શહેર છે. હિંદુસ્તાનમાં તે પહેલા નંબરનું શહેર છે. તેનું બારૂં પણ તેને દુનીઆનાં સારાં બંદરોમાં ઉંચી પંક્તિ અપાવે તેવું છે. આ બારામાં આગબોટોને રહેવાને માટે ડક્કા બાંધેલા છે. તેમાં આખી દુનીઆનાં બંદરોએથી આવેલી આગબોટો લંગર કરે છે. વસ્તી પણ દરેક જાતના લોકોની પરચુરણ છે, પણ દક્ષિણીઓ અને ગુજરાતીઓ મોટે ભાગે છે.

મુંબઈ બેટની અગત્ય પહેલાં હાલના જેટલી નહોતી. તે નાના નાના કેટલાક ટાપુઓનો સમુહ હતો, અને તેમાં માછીમારો રહેતા. પછી તે ફીરંગી લોકોના હાથમાં આવ્યો. તે સમયે પણ તે અગત્યનું મથક ગણાતું નહોતું. ફીરંગી રાજાએ પોતાની કુંવરી ઈંગ્લેન્ડના રાજા ચાર્લ્સ બીજાને પરણાવી, અને મુંબઇ બેટ પહેરામણીમાં આપ્યો. ચાર્લ્સ રાજાએ તે બેટ એક વર્ષના લગભગ સો રૂપીઆ લેખે ઇસ્ટ ઇંડિઆ કંપનિ નામની હિંદુસ્તાન જોડે વેપાર કરનારી અંગ્રેજ પેઢીને ભાડે આપ્યો. હાલ ત્યાં નાનું સરખું મકાન મહીને સો રૂપીઆ આપતાંએ ભાડે મળતું નથી. કંપનિના કબજામાં આવ્યા પછી મુંબઇનું નસીબ બદલાયું; જુદા જુદા બેટોની વચ્ચે જમીન પૂરીને હવે એક મોટો બેટ બનાવવામાં આવ્યો છે. આ બેટને સાષ્ટી બેટ જોડે પૂલથી જોડવામાં આવ્યો છે, અને સાષ્ટી બેટને પૂલથી દેશની બીજી જમીન સાથે જોડવામાં આવ્યો છે. આ પૂલો ઉપર થઇને રેલવે જાય છે, એટલે વહેવારૂ રીતે હવે મુંબઇ શહેર બેટ જેવું લાગતું નથી.

કાપડ વણવાની મીલો, જાતજાતનાં કારખાનાં, અને બંદરના વેપારને લીધે લોકોને રોજી મળે છે, તેથી વસ્તી ઘણી છે. કોટનો ભાગ, જુદી જુદી ઓફિસો, ગોદીઓ, ટંકશાળ, એપોલો બંદર, સંગ્રહ-સ્થાન, ચોપાટી, વિકટોરિઆ બાગ વગેરે ઘણાં જોવા લાયક સ્થળ છે. શહેરની અંદર જવા આવવા માટે વિજળીની ટ્રામ ચાલે છે, તથા થોડે થોડે અંતરે રેલવે ટ્રેઇન દોડાવવામાં આવે છે.

# મધ્ય વિભાગ.

**સીમા**:—ઉત્તરે ગુજરાત અને માળવા, પૂર્વે મધ્ય પ્રાંત, વરાડ, અને નિઝામનું રાજ્ય, દક્ષિણે દક્ષિણ વિભાગ, અને પશ્ચિમે દક્ષિણ વિભાગ અને ગુજરાત આવેલા છે.

**સામાન્ય વર્ણન**:—મધ્ય વિભાગ મહારાષ્ટ્રનો એક ભાગ છે. તેની ભાષા મરાઠી છે. તેમાં છાપવા માટે અને લખવા માટે જુદી જુદી લિપિ વપરાય છે. છાપવા માટેની બાળબોધ અને લખવા માટેની લિપિ મોડી કહેવાય છે. ઘણા પહેલાંના વખતમાં શાલિવાહન કરીને એક પરાક્રમી રાજા થઇ ગયો, તે મહારાષ્ટ્ર ઉપર રાજ્ય કરતો હતો. તેના ઉપરથી મહારાષ્ટ્રમાં શાલિવાહનનો શક ચાલે છે. ત્યાર પછી કેટલાક વંશ થયા. અલ્લાઉદ્દીનના સમયમાં જે વખતે ગુજરાત મુસલમાનોના કબજામાં ગયું, તેજ અરસામાં મહારાષ્ટ્ર પણ મુસલમાનોના કબજામાં ગયું. સત્તરમા સૈકાના મધ્યમાં શિવાજી મહારાજનો ઉદય થયો. તેમણે મુસલમાનોને દક્ષિણમાંથી હાંકી કાઢી સ્વરાજ્ય સ્થાપ્યું. કેટલોક વખત મરાઠી રાજ્યની સત્તા શિવાજી મહારાજના વંશજોના હાથમાં રહી, અને ત્યાર પછી તેમના બ્રાહ્મણ પ્રધાન પેશ્વાઓના હાથમાં સત્તા ગઇ. પેશ્વાઓ પાસેથી સત્તા અંગ્રેજ સરકારના હાથમાં આવી.

આ વિભાગને દક્ષિણ પણ કહેવામાં આવે છે. ભૂરચનાનો નકશો જુઓ. આ પ્રદેશ ગુજરાતની માફક સપાટ મેદાન અને નિચાણનો પ્રદેશ નથી, પણ પહાડી ઉચ્ચ પ્રદેશ છે. પશ્ચિમ તરફ સહ્યાદ્રિનો ભાગ સૌથી ઉંચો છે, અને ત્યાંથી પૂર્વ તરફ જતાં ઉંચાઇ ધીમે ધીમે ઘટતી જાય છે.

**વરસાદ**:—અરબી સમુદ્ર તરફથી ભેજવાળો પવન આવે છે. તે સહ્યાદ્રિથી અટકી જાય છે અને સહ્યાદ્રિની પશ્ચિમે ઘણો વરસાદ પડે છે: પણ તેની પૂર્વે મધ્ય વિભાગમાં વરસાદ થોડો પડે છે. સહ્યાદ્રિનાં શિખરો પાસે સાધારણ વરસાદ પડે છે, પણ જેમ પૂર્વ તરફ જતા જઇએ છીએ તેમ વરસાદ ઘટતો જાય છે, તેથી આ પ્રદેશનો મોટો ભાગ સુકો પ્રદેશ છે. આને લીધે દક્ષિણમાં ગુજરાતની માફક ઠેર ઠેર ઝાડ માલમ પડતાં નથી.

મધ્ય વિભાગ.




જિલ્લા:–પૂર્વ–પશ્ચિમ ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, સતારા, સોલાપુર.

**પાકઃ**—પહાડની પાસેના ભાગમાં જ્યાં વરસાદ ઠીક પડે છે, ત્યાં ટેકરાની બાજુએ અગાસી જેવા ખુલ્લા ભાગોમાં ડાંગર થાય છે. ખેતી થઇ શકે તેવા ભાગોમાં રૂ, તેલી બીઆં, કઠોળ, જુવાર વગેરે થાય છે. ઉચ્ચ પ્રદેશમાં હવા સમધાત હોય છે. ત્યાં જાતજાતની તરકારી, ફળ અને મેવા થાય છે.

**લોકો:**—લોકો કદમાં ઠીંગણા પણ શરીરે મજબુત છે. તેઓ વેપારઉદ્યોગમાં ઘણા પાછળ છે. તેમના પ્રદેશનો ઘણો વેપાર ગુજરાતી અને મારવાડી વેપારીઓના હાથમાં છે. જમીન ગુજરાત જેવી ફળદ્રુપ નહિ હોવાથી તેમજ ધંધાહુન્નર વગર ગરિબાઇ ગુજરાત કરતાં વધારે છે.

**જિલ્લાઓ:**—રાજ્યવ્યવસ્થા માટે આ વિભાગના સાત જિલ્લા પાડવામાં આવ્યા છે.

(૧) પૂર્વ ખાનદેશ, (૨) **પશ્ચિમ ખાનદેશ**, (૩) **નાશિક**, (૪) **અહ્‌મદનગર**, (૫) **પુના**, (૬) **સતારા**, અને (૭) **સોલાપુર**. આ બધા જિલ્લા ઉત્તર વિભાગના જિલ્લા કરતાં મોટા છે.

## પશ્ચિમ ખાનદેશ.

**સીમાઃ**—ઉત્તરે ગુજરાત અને હોલકરનું રાજ્ય, પૂર્વે પૂર્વ ખાનદેશ, દક્ષિણે **નાશિક** જિલ્લો, અને પશ્ચિમે ગુજરાત આવેલા છે.

**સામાન્ય વર્ણન:**—પહેલાં **પશ્ચિમ ખાનદેશ** અને પૂર્વ ખાનદેશ એ જિલ્લા મળીને ખાનદેશ એકજ જિલ્લો હતો. ખાનદેશ ગુજરાતની પાસે આવેલો હોવાથી આ બન્ને દેશોને ઘણો સંબંધ છે. બન્ને દેશોના ઇતિહાસે એક બીજા ઉપર અસર કરી છે. જો ગુજરાતનો રાજ્યકર્ત્તા જબરો હોય તો તે ખાનદેશને કબજે કરવા પ્રવૃત્તિ કરતો, અને ખાનદેશનો રાજ્યકર્ત્તા જબરો હોય તો ગુજરાત તાબે કરવા પ્રયત્ન કરતો. આથી આ બે દેશો વચ્ચે ઘણો વખત લઢાઇ ચાલતી. ખાનદેશ અને ગુજરાત વચ્ચેનો વેપાર પણ વણઝારા મારફતે સારી રીતે ચાલતો.

જિલ્લાની ઉત્તરે **સાતપુડા** પર્વત **અને** દક્ષિણમાં કેટલાક ભાગમાં **સહ્યાદ્રિનો** ઉત્તરનો એક ફાંટો આવેલો છે. જિલ્લાની ઉત્તરે **નર્મદા અને** મધ્યમાં **તાપી** નદી વહે છે. **તાપી** નદીની પાસેનો મુલક ફળદ્રુપ છે. બાકીનો ઘણો ભાગ પહાડી છે, તેમાં અનાર્ય જાતના લોક વસે છે. તેની જમીન પહાડી છે, તેથી વસ્તી ઓછી છે.

જો કે લોકોની ભાષા **મરાઠી** છે, પણ ગુજરાતની પાસે આવેલા ભાગોની ભાષા ગુજરાતી અને **મરાઠીના** મિશ્રણ જેવી છે.

**અગત્યનાં સ્થળ:—**

**ધુળીઆ:—પાંઝરા** નદીને કિનારે આવેલું જિલ્લાનું મુખ્ય શહેર છે. તેનાથી ૨૪ માઇલ દૂર સુલતાનપુરનાં ખંડેરો આવેલાં છે. તેની પાસેજ એક સુંદર વડ જોવા લાયક છે. આ શહેર રૂ અને અળસીના વેપારનું મથક છે.

**નંદરબાર:**—જિલ્લાની લગભગ મધ્યમાં વેપારનું મથક છે. અહીં રહીને પ્રેમાનંદ કવિએ કેટલાંક કાવ્યો લખ્યાં છે.

## પૂર્વ ખાનદેશ.

**સીમા:**—ઉત્તરે **હોલકરનું** રાજ્ય, પૂર્વે **મધ્ય** પ્રાંત અને **વરાડ**, દક્ષિણે **નિઝામનું** રાજ્ય, અને પશ્ચિમે **નાશિક** જિલ્લો તથા **પશ્ચિમ ખાનદેશ** આવેલા છે.

**સામાન્ય વર્ણન:**—જિલ્લાનો ઉત્તર ભાગ પહાડી છે, અને છેક દક્ષિણ ભાગ પણ પહાડી છે, પણ ઉત્તર ભાગ કરતાં ઓછો પહાડી છે. ઉત્તરના પહાડી ભાગમાં જંગલો આવેલાં છે, મધ્ય ભાગમાં **તાપી** નદી વહે છે, અને તેની ખીણનો પ્રદેશ કાળી માટીનો બનેલો છે અને તે ફળદ્રુપ છે. જિલ્લાનો મુખ્ય પાક રૂ છે; તેલી બીઆં, જુવાર, બાજરી અને ઘઉં પણ થાય છે. કપાસ લોઢવાનાં જીન અને ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ જિલ્લામાં ઘણી જગાએ છે, તેથી લોકોને રોજી મળે છે. ઉત્તર ભાગમાં વસ્તી ઓછી છે, પણ મધ્યમાં વસ્તી સાધારણ સારી છે.

**અગત્યનાં સ્થળ:—**

**જળગામ:—**ટાપ્ટી વેલી રેલવે અને **જી. આઈ. પી.** રેલવેનું જંકશન અને જિલ્લાનું મુખ્ય શહેર છે. વળી પૂર્વ ખાનદેશના રૂના વેપારનું અગત્યનું મથક છે. અહીં કપાસ લોઢવાનાં જીનને ગાંસડી બાંધવાનાં પ્રેસ છે.

**ભુસાવળ:—જી. આઇ. પી.** રેલવેનું જંકશન અને જિલ્લાનું અગત્યનું વેપારનું મથક છે. ઉત્તર હિંદુસ્તાન સાથેનો ઘણો વેપાર આ શહેર મારફતે ચાલે છે.

## નાશિક જિલ્લો.

**સીમા:—**ઉત્તરે **પશ્ચિમ ખાનદેશ**, પૂર્વે **પૂર્વ ખાનદેશ** અને નિઝામનું રાજ્ય, દક્ષિણે **અહંમદનગર** જિલ્લો, અને પશ્ચિમે **થાણા** જિલ્લો અને **સુરત** એજન્સિ આવેલાં છે.

**સામાન્ય વર્ણન:—**જિલ્લાની પશ્ચિમે, દક્ષિણે, અને મધ્યમાં પહાડ આવેલા છે, અને જિલ્લાનો ઘણો ભાગ ઉચ્ચ પ્રદેશ છે. જિલ્લાના દક્ષિણ ભાગમાં ગોદાવરી નદી વહે છે. પહાડી પ્રદેશમાં ડાંગર, જુવાર, અને હલકાં અનાજ થાય છે, અને સપાટ પ્રદેશમાં રૂ, ઘઉં, તેલી બીઆં અને શેરડી થાય છે. આ ઉપરાંત અનુકૂળ પ્રદેશોમાં દ્રાક્ષ અંજીર, કેળાં, વગેરે થાય છે.

**અગત્યનાં સ્થળ:—**

**નાશિક:—**જિલ્લાનું મુખ્ય શહેર ગોદાવરીને બન્ને તીરે આવેલું છે, અને તે પવિત્ર તીર્થ મનાય છે.

આ તીર્થની અગત્ય શ્રી **રામચંદ્રજીને ગૌતમ** ઋષિએ બતાવી હતી, અને વનવાસનો ઘણો કાળ તેમણે અહીંજ ગાળ્યો હતો એમ મનાય છે. શહેરની પાસેજ **પંચવટી** ( પાંચ વડ ) નું મંદિર છે, તે ઘણું પવિત્ર મનાય છે. **લક્ષ્મણજીએ સુર્પણખાનું** નાક અહીં કાપ્યું હતું, તેથી તે **નાશિક** કહેવાય છે. શહેરમાં ઘણા ઘાટ અને મંદિરો છે. **નાશિકમાં** જાત જાતની તરકારી, મેવો, અને દ્રાક્ષ સારી થાય છે. અહીંનાં તાંબાપિત્તળનાં વાસણ ઘણાં વખણાય છે.

**ત્ર્યંબક:**—ગોદાવરી નદીના મૂળ પાસે જાત્રાનું ધામ છે. તેમાં સિંહસ્થના વર્ષમાં મોટી જાત્રા ભરાય છે.

**દેવલાલી:**—લશ્કરને રહેવા માટેનો કાંપ ( કૅમ્પ ) અને હવા ખાવાનું સ્થળ છે.

**બાગલાણ:**—જુનો કિલ્લો છે. ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણઘેલો તેની હાર પછી અહીં રહ્યો હતો.

## અહંમદનગર જિલ્લો.

**સામાન્ય વર્ણન:**— આ જિલ્લો **નાશિક** જિલ્લાની દક્ષિણે આવેલો છે. જિલ્લાની મધ્યની તેમજ દક્ષિણના ભાગની અને પશ્ચિમ સરહદ પાસેની જમીન પહાડી છે. **સહ્યાદ્રિનું** સૌથી ઉંચું શિખર **કળસુબાઇ** આ જિલ્લામાં આવેલું છે. પહાડો ઘણે ભાગે ઝાડી વગરના છે.

ઉત્તર સરહદ ઉપર વહેનારી **ગોદાવરી** મુખ્ય નદી છે, અને તેને કેટલીક નાની નદીઓ મળે છે.

ગોદાવરીની ખીણના ફળદ્રુપ પ્રદેશમાં ઘઉં અને ચણા મુખ્ય પાક છે. બીજા ભાગોમાં જુવાર અને હલકાં અનાજ થાય છે. પૂર્વના કેટલાક ભાગમાં કપાસ અને શેરડી થાય છે.

**અગત્યનાં સ્થળ:**—

**અહંમદનગર:**—જિલ્લાનું મુખ્ય શહેર **ધોંડ-મનમાડ** લાઇન ઉપર આવેલું છે. **બ્રાહ્મણી** વંશના ફાંટા **નિઝામશાહી** વંશની ગાદીનું એ મુખ્ય સ્થળ હતું. તેનો કિલ્લો જોવા લાયક છે. આ કિલ્લામાં રહીને વીરાંગના **ચાંદબીબીએ** **અકબરની** સામો બચાવ કર્યો હતો, અને જ્યારે દારૂગોળો ખપી ગયો ત્યારે ઘરેણાં ગળાવી સોનારૂપાની ગોળીઓ છોડી હતી. હાલ **અંગ્રેજ** સરકારનું કેટલુંક લશ્કર એ કિલ્લામાં રહે છે.

અહીંથી ચૌદ માઇલ ઉપર **સુખી ખીણ** આવેલી છે. ત્યાંની હવા સખત તાપ વખતે પણ ઠંડી હોય છે.

# પુના જિલ્લો.

**સામાન્ય વર્ણન:—** થાણા અને અહમદનગર જિલ્લાની દક્ષિણે પુના જિલ્લો આવેલો છે. જિલ્લાની પશ્ચિમની જમીન પહાડી છે, મધ્યની જમીન ખેડ થઇ શકે તેવી છે, અને તેમાં વરસાદ પણ સાધારણ રીતે અનુકૂળ પડે છે. પૂર્વની જમીન સારી છે, પણ વરસાદ અનિયમિત હોય છે.

**સહ્યાદ્રિ** પર્વતના ફાંટા જિલ્લામાં આવેલા છે. તેના ઉપર **મહારાષ્ટ્ર**ના ઇતિહાસમાં પ્રખ્યાત થએલા ઘણા પહાડી કિલ્લા છે. પહાડમાંથી ઝરણાં અને નાની નદીઓ નીકળે છે, તે **ભીમા**ને મળે છે. પહાડની બાજુઓ ઉપર ડાંગરનો પાક થાય છે. બીજા ભાગોમાં ઘઉં, ચણા, બાજરી, શેરડી અને તેલી બીઆં થાય છે. કેટલાક ભાગમાં મેવા પુષ્કળ થાય છે.

**અગત્યનાં સ્થળ:—**

**પુના:**—જિલ્લાનું મુખ્ય શહેર તેમજ **મધ્ય વિભાગ**ની રાજધાની હોવા ઉપરાંત ચોમાસામાં ગવર્નર સાહેબને રહેવાનું મથક છે. શહેર **મૂળા** અને **મુઠા** નદીના સંગમ ઉપર આવેલું છે. અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું ને પહેલાં તે પેશ્વાઓની રાજધાની હતું. તે **જી. આઈ. પી.** અને **સધર્ન મરાઠા** રેલવેનું જંક્શન છે. ઉંચી કેળવણી માટેની જુદી જુદી કોલેજો, સરકારી ઓફિસો, નદીનો બંધ અને જુના મહેલો જોવા લાયક છે.

**ખડકી:**—પુનાની પાસેજ આવેલું છે. તેમાં લશ્કરી છાવણી છે. આખા ઇલાકાનું તે મુખ્ય લશ્કરી મથક છે.

**કાર્લી:**—તેની પાસે **બૌદ્ધ** ધર્મીઓની ખડકમાં કોતરી કાઢેલી ગુફા છે.

**લોનાવલા** અને **ખંડાલા** હવા ખાવાનાં સ્થળ છે. લોના-વલાની ટેકરી પાસે પહાડનું પાણી રોકી દઈ નીચેની તળેટીમાં

ખંપોલી આગળ મોટા નળ વાટે પડવા દે છે, અને પાણીના જોસથી વીજળી ઉત્પન્ન કરવા માટે મોટું કારખાનું કાઢવામાં આવ્યું છે.

## સતારા જિલ્લો.

**સીમા**—મધ્ય વિભાગમાં સૌથી દક્ષિણે **સતારા** જિલ્લો છે. તેની ઉત્તરે **ભોર** સંસ્થાન, **પુના** જિલ્લો અને ફલટણ સંસ્થાન, પૂર્વે સોલાપુર જિલ્લો અને **ઔંધ** સંસ્થાન, દક્ષિણે કોલ્હાપુર અને **સાંગલી** સંસ્થાનો, અને પશ્ચિમે **સહ્યાદ્રિ** પર્વત છે.

**સામાન્ય વર્ણન:**—પશ્ચિમ અને ઉત્તરનો મુલક પહાડી છે. જિલ્લાની મુખ્ય નદી કૃષ્ણા છે. મધ્યની જમીન સારી છે પણ વરસાદ સાધારણ પડે છે. પૂર્વની જમીન સારી છે, પણ વરસાદ અનિયમિત પડે છે. પશ્ચિમ તરફ પહાડી મુલકમાં ઘણો વરસાદ પડે છે. જંગલમાં જાત જાતની વનસ્પતિ થાય છે, તેમાં સુખડ પણ ઊગે છે. ડુંગરની બાજુએ ડાંગર થાય છે. મધ્ય ભાગમાં જુવાર, બાજરી, અને તેલી બીઆં થાય છે: પૂર્વની બાજુએ હલકાં અનાજ થાય છે.

**અગત્યનાં સ્થળ:**—

**સતારા**:—કૃષ્ણા નદીને કિનારે આવેલું જિલ્લાનું મુખ્ય શહેર છે. **શિવાજીના** વંશના રાજાઓ અહીં રાજ્ય કરતા હતા. છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી ઇ. સ. ૧૮૪૮ માં આ મુલક ખાલસા કરવામાં આવ્યો હતો. દરીઆની સપાટીથી શહેર ઉંચું હોવાથી હવા ઠંડી અને મઝાની છે. શહેરનો કિલ્લો જોવા લાયક છે.

**મહાબળેશ્વર:**—પશ્ચિમઘાટનું શિખર ને હવા ખાવાનું મથક છે. ઉનાળામાં ઇલાકાના ગવર્નર સાહેબ અહીં હવા ખાવા જાય છે, તેથી તે ઉનાળાનું રાજ્યધાનીનું મથક છે.

## સોલાપુર જિલ્લો.

**સીમા**:—સતારાની પૂર્વે **સોલાપુર** જિલ્લો આવેલો છે. તેની પૂર્વે નિઝામનું રાજ્ય અને દક્ષિણે દક્ષિણ વિભાગ છે. વાર્સી તાલુકો

છુટો છે, અને તેની આસપાસ નિઝામનું રાજ્ય આવેલું છે.

**સામાન્ય વર્ણનઃ**—જિલ્લાની જમીન સપાટ છે, પણ વરસાદ અનિયમિત છે. **ભીમા** એ મુખ્ય નદી છે. **ભી**મા નદીની ખીણના ભાગમાં કપાસ અને ઘઉં થાય છે: જુવાર, તેલી બીઆં અને હલકાં અનાજ બધે થાય છે.

**અગત્યનાં સ્થળઃ**—

**સોલાપુરઃ**—જિલ્લાનું મુખ્ય શહેર છે. **બિજાપુ**રના રાજાઓએ બંધાવેલો કિલ્લો શહેરની પાસે છે. **મ**કરસંક્રાંતિને દિવસે શહેરમાં મોટો મેળો ભરાય છે, તે એક મહીનો ચાલે છે. શહેરમાં સુતરાઉ કાપડ વણવાની મીલો છે. શહેરથી થોડે દૂર એક મોટું તળાવ છે. તેમાંથી નહેરો કાઢીને ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે.

**પંઢરપુરઃ**—**ભી**મા નદી ઉપર આવેલું જાત્રાનું ધામ છે. તેમાં **વિઠોબાનું** મંદિર છે. આ ક્ષેત્રને કેટલીક વખત **'પંઢરી ક્ષેત્ર'** પણ કહેવામાં આવે છે. ગુજરાતના ડાકોર જેવુંજ આનું માહાત્મ્ય છે.

## દેશી રાજ્યો.

આ વિભાગમાં ગુજરાતની માફક મોટાં દેશી રાજ્યો નથી, તેમજ રાજ્યોની સંખ્યા પણ થોડી છે. આ રાજ્યો ઉપર દેખરેખ રાખવા માટે જુદા **પોલિટિકલ એજન્ટ** રાખવામાં આવ્યા નથી, પણ તે રાજ્યોની પાસેના જિલ્લાના કલેક્ટર તે રાજ્યો ઉપર દેખરેખ રાખે છે.

**મહેવાસી રાજ્યોઃ**—**તા**પી અને **ન**ર્મદાની વચ્ચે અને **પશ્ચિમ** ખાનદેશની વાયવ્યમાં આ રાજ્યો આવેલાં છે. આ આખો મુલક પહાડી અને જંગલોથી છવાએલો છે, અને તેમાં **અનાર્ય** જાતોની વસ્તી છે. આ રાજ્યો ઘણાં નાનાં છે. તેમનો મુખ્ય આધાર જંગલ પર છે. ઈમારતી લાકડાં, મધ, લાખ, વગેરે મુખ્ય પેદાશ છે. આના ઉપર પશ્ચિમ ખાનદેશના કલેક્ટર દેખરેખ રાખે છે.

**સુરગાણાઃ**—ડાંગની દક્ષિણે આ સંસ્થાન આવેલું છે. તે પણ

મેવાસી સંસ્થાનોની માફક જંગલનો પ્રદેશ છે, અને તેની પેદાશ પણ જંગલનીજ છે; વળી થોડી ડાંગર પણ થાય છે. આના ઉપર **નાશિકના** કલેક્ટર દેખરેખ રાખે છે.

**ભોરઃ—પુનાના** કલેક્ટરના તાબાનું સંસ્થાન છે. તેના રાજ્યકર્તા '**પંતસચિવય**' કહેવાય છે અને તે બ્રાહ્મણ છે. જમીન પહાડી છે. મુખ્ય પાક ડાંગર, તેલી બીઆં, અને બંટી છે.

**ઔંધ અને ફલટણઃ—સતારાના** કલેક્ટરના તાબાનાં સંસ્થાન છે. **ઔંધના** રાજ્યકર્તા બ્રાહ્મણ છે અને '**પંત પ્રતિનિધિ**' કહેવાય છે. **ફલટણ** રજપુત રાજાના તાબામાં છે.

**અક્કલકોટઃ—સોલાપુરના** કલેક્ટરના તાબાનું રાજ્ય છે. તેના રાજ્યકર્તા **ભોંસલે** કુટુંબના છે. કુદરતી રચના **સોલાપુરના** જેવીજ છે.

**ભોર, ઔંધ, ફલટણ, અક્કલકોટ** અને દક્ષિણ વિભાગનાં **જથ** અને **ડફલપુર** એમ કુલ છ સંસ્થાનો પહેલાં **સતારાના** રાજ્યકર્તાના તાબામાં હતાં. **સતારાનું** રાજ્ય ખાલસા થયું ત્યાર પછી તે **અંગ્રેજ** સરકારના તાબામાં આવ્યાં છે, અને તે '**સતારા જાગીર**' ને નામે ઓળખાય છે.

## કૃતિ.

૧. **મધ્ય** વિભાગ અને **ગુજરાતની** કુદરતી રચનામાં શો તફાવત છે?

૨. **મધ્ય** વિભાગની રૂપરેખા બતાવનારો નકશો દોરો; તેના જુદા જુદા જિલ્લાની સરહદ દેખાડો.

૩. **મધ્યવિભાગની** રેલવે લાઇન દેખાડનારો નકશો દોરો; તેના ઉપર અગત્યનાં શહેર જણાવો.

૪. **પુના મધ્ય** વિભાગની રાજ્યધાની અને ચોમાસાની ઇલાકાની રાજ્યધાની હોવા છતાં તેની વસ્તી **અમદાવાદથી** ઓછી કેમ છે?

૫. **ગુજરાત** અને **મહારાષ્ટ્ર** એ બે પ્રાંતમાં તમને વધારે સમૃદ્ધ પ્રાંત કયો લાગે છે, તે કારણ આપી જણાવો.

૬. **ગુજરાત** ને **મહારાષ્ટ્રના** કુદરતી સૌંદર્ય સંબંધી ટુંક નોંધ લખો.

# દક્ષિણ વિભાગ.

**સામાન્ય વર્ણનઃ**—મુંબઈ ઇલાકાનો સૌથી દક્ષિણનો પ્રદેશ **દક્ષિણ વિભાગ** કહેવાય છે. કુદરતી રીતે તેના બે ભાગ થાય છે–(૧) **કોંકણ**, અને (૨) **કર્ણાટક**. મુંબઇની દક્ષિણે આવેલો પશ્ચિમઘાટ અને દરીઆકાંઠા વચ્ચેનો મુલક તે **કોંકણ** છે. પશ્ચિમઘાટની પૂર્વમાંનો બીજો મુલક તથા કોંકણની દક્ષિણનો દરીઆકિનારાનો મુલક **કર્ણાટક** છે. કોંકણમાં મરાઠી ભાષા બોલાય છે, તેથી ખરી રીતે એ **મહારાષ્ટ્ર**નો ભાગ ગણાય. કર્ણાટકમાં કાનડી ભાષા બોલાય છે. મુંબઇ ઈલાકાની બહારના પ્રદેશમાં પણ કર્ણાટકનો મુલક આવેલો છે.

**કુદરતી રચના** અને **આબોહવાઃ**—કર્ણાટક મહારાષ્ટ્રની દક્ષિણે આવેલો ઉચ્ચ પ્રદેશ છે. તેની પશ્ચિમે આવેલા પશ્ચિમઘાટને લીધે જમીન પહાડી છે, અને તેમાં ઘીચ જંગલો આવેલાં છે. પૂર્વ તરફનો મુલક સપાટ છે, અને તેમાં કેટલોક મુલક ફળદ્રુપ છે. પશ્ચિમ તરફ જઇએ છીએ તેમ તેમ વરસાદ ઓછો થતો જાય છે. દક્ષિણ તરફના કેટલાક ભાગમાં શિઆળામાં પણ વરસાદ પડે છે, પણ તે થોડોજ હોય છે. માર્ચ–એપ્રિલમાં કેટલાક પ્રદેશમાં ઘણોજ તાપ પડે છે. કોંકણ દરીઆકિનારાના નિચાણના પ્રદેશની સાંકડી પટી છે. કેટલીક જગાએ પશ્ચિમઘાટના ફાંટા ઠેઠ દરીઆ સુધી પહોંચે છે.

કોંકણમાં વરસાદ ઘણો પડે છે. તેમાં જંગલો આવેલાં છે, ને હવા ભેજવાળી અને તંદુરસ્તી બગાડનારી છે. વળી ચોમાસા પહેલાં ત્યાં ઘણો તાપ પડે છે. શિઆળામાં હવા સારી હોય છે.

**પહાડ અને નદીઓઃ**—સહ્યાદ્રિ ઉત્તર—દક્ષિણ પડેલો છે. તેમાંથી **ભીમા**, કૃષ્ણા, અને તુંગભદ્રા પૂર્વ તરફ વહેનારી મુખ્ય નદીઓ છે. પશ્ચિમ તરફ વહેનારી નદીઓ ઘણી નાની છે, તેમાં **શીરાવતી** મુખ્ય છે. નદીઓમાં કેટલાક જળધોધ છે, તેમાં **ગેરસપ્પા**નો ધોધ દુનિયામાં સૌથી ઉંચો છે. **બેલગામ**માં ગોકાકનો ધોધ પણ જોવા લાયક છે.

## દક્ષિણ વિભાગઃ કોંકણ અને કર્ણાટક.




જિલ્લાઃ—કોલાબા, રત્નાગિરિ, બિજાપુર, બેલગામ, ધારવાડ, કાનડા.

જો વરસાદ બરાબર પડે છે, તો નદીઓમાં રેલ આવે છે અને તળાવો ભરાઈ જાય છે; નહિ તો દુકાળ પડે છે.

**પેદાશઃ—**કોંકણમાં અને બેલગામ જિલ્લામાં પહાડની બાજુએ ડાંગરનો પાક થાય છે, અને ભેજવાળા પ્રદેશમાં કેળાં થાય છે. દરીઆ-કિનારે નાળિએર અને સોપારી પુષ્કળ થાય છે.

પહાડથી પૂર્વમાં આવેલા ઉત્તરના પ્રદેશમાં જમીન કાળી છે. તેમાં કપાસ, ઘઉં, ચણા, અને તેલી બીઆં એ મુખ્ય પાક છે. દક્ષિણ-માં કેટલાક ભાગમાં જમીન ખાલી છે, તેમાં બંટી અને હલકાં અનાજ થાય છે. દરીઆકિનારાના લોકો માછલાં પકડી વેચે છે.

કોલાબામાં મીઠું પકવવામાં આવે છે. ધારવાડ જિલ્લામાંથી સોનું, રૂપું, તાંબુ, લોખંડ, વગેરે ધાતુઓ નીકળે છે.

**વેપારના માર્ગઃ—**કર્ણાટકમાં સધર્ન મરાઠા રેલવેના બે ફાંટા છે, જેમાંનો એક પુના સાથે અને બીજો સોલાપુર સાથે સંબંધ ધરાવે છે. આ બન્ને ફાંટાને જોડવા પૂર્વ–પશ્ચિમ એક લાઇન છે, અને આ લાઇનમાંથી મદ્રાસ અને મ્હૈસુર તરફ જવા માટે બે ફાંટા નીકળે છે. ગોવા જવા માટે પોર્ટુગીઝ રેલવે છે.

કોંકણમાં રેલવે લાઇન નાખવી ઘણી મુશ્કેલ હોવાથી નાખવામાં આવી નથી, પણ તેનો વેપાર દરીઆમાર્ગે ચાલે છે.

આ વિભાગમાં હોનાવર, કારવાર, માલવણ, રત્નાગિરિ અને અલીબાગ એ સારાં બંદરો છે. આ બંદરો મારફતે કિનારાના પ્રદેશ-નો વેપાર સારો ચાલે છે, પણ બીજા પ્રદેશનો માલ સહ્યાદ્રિ આવેલો હોવાથી આ બંદરોએ ચઢાવવો મુશ્કેલ થઇ પડે છે.

**જિલ્લાઃ—**બિજાપુર, બેલગામ, ધારવાડ, અને કાનડા એ ચાર જિલ્લા કર્ણાટકના, અને રત્નાગિરિ અને કોલાબા એ બે જિલ્લા કોંકણના મળી કુલ ૭ જિલ્લા છે,

---

# બિજાપુર જિલ્લો.

**સામાન્ય વર્ણન**:—સોલાપુર જિલ્લાની દક્ષિણે **બિજાપુર** જિલ્લો આવેલો છે. આ જિલ્લો ઘણે ભાગે સપાટ પ્રદેશ છે. **ભીમા**, ડ્રોણ, અને કૃષ્ણા એ મુખ્ય નદીઓ પૂર્વ તરફ વહે છે. જિલ્લાની મધ્યનો ભાગ કાળી જમીનના છે તે ઘણો ફળદ્રુપ છે. મધ્ય ભાગમાં કપાસ એ મુખ્ય પાક છે. બીજા ભાગમાં જુવાર, ઘઉં, બાજરી અને તેલી બીઆં થાય છે. વરસાદ અનિયમિત છે. જિલ્લાની મધ્યમાં ઉત્તર–દક્ષિણ રેલવે જાય છે.

લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. કેટલેક સ્થળેથી સ્લેટના પત્થર નીકળે છે.

**બિજાપુર** ( વિજયનું શહેર ):—એક વખત દક્ષિણનું પહેલી પંક્તિનું શહેર હતું, ને **આદીલશાહી** વંશના મુસલમાન રાજાઓની રાજધાની હતું. તેમાં જુનાં ખંડેરો, મસ્જિદો, અને મહેલો જોવા લાયક છે, તેમાં **મહમદ આદીલશાહનો** રોજો જે “ **બોલીગુંબજ** ” (ગોળગુંબજ) ને નામે ઓળખાય છે તે જોવા લાયક છે. તેનો ઘુમ્મટ દુનીઆમાં બીજા નંબરનો છે. મહેલોમાં ફકત **મહમદ આદીલશાહનો** મહેલ સારી સ્થિતિમાં છે. તેની અંદર **મહમદ** પેગમ્બર સાહેબની મૂછના વાળ બહુ રક્ષણ કરીને સુંદર પેટીમાં રાખેલા છે. આ મહેલમાં જુનાં પુસ્તકોનું પુસ્તકાલય હતું, પણ તેમાંનાં ઘણાં પુસ્તકો ઉધાઇએ કરડી ખાધાં, કેટલાંક ગેરબંદોબસ્તમાં ગૂમ થયાં, અને બાકીનાં ઈ. સ. ૧૮૪૪ માં **વિલાયત** મોકલવામાં આવ્યાં. **બિજાપુરમાં** શેતરંજીઓ અને દેશી જોડા સારા બને છે.

# બેલગામ જિલ્લો.

**સીમા**:—બિજાપુરની પશ્ચિમે **બેલગામ** જિલ્લો આવેલો છે. તેની હદ દેશી રાજ્યેની હદ સાથે સેળભેળ થએલી છે. તેની પશ્ચિમે **સાવંત**-વાડી અને કોલ્હાપુર, ઉત્તરે કોલ્હાપુર, **સાંગલી** અને જત જાગીર,

અને પશ્ચિમે જત જાગીર અને ડફલાપુર, જમખંડી અને મુધોલ જાગીરો છે.

**સામાન્ય વર્ણનઃ**—જિલ્લાની નૈઋત્ય કોણનો ભાગ પહાડી અને ઉચ્ચ પ્રદેશ છે. કૃષ્ણા અને **ઘટપ્રભા** એ મુખ્ય નદીઓ છે. મુખ્ય પાક જુવાર, કપાસ, તમાકુ, તેલી બીઆં અને શેરડી છે. એક રેલ્વે લાઇન ઉત્તર દક્ષિણ જાય છે, અને ગોવા જતી લાઈન પૂર્વથી પશ્ચિમ તરફ જાય છે.

**અગત્યનાં સ્થળઃ**—

**બેલગામઃ**—જિલ્લાનું તથા વિભાગનું મુખ્ય શહેર છે. તે દરીઆની સપાટીથી ૨,૫૦૦ ફુટ ઉંચું છે, તેથી તેની હવા બીજા ભાગો કરતાં ઠંડી રહે છે. તેમાં કિલ્લો છે, અને લશ્કરી છાવણીનું અગત્યનું મથક છે. અહીં હાથની શાળો ઉપર કાપડ વણવાનો ધંધો ચાલે છે.

ગોકાક—ઘટપ્રભા નદીને કિનારે આવેલું છે. તેનાથી થોડેજ દૂર જળધોધ છે. તે ખાસ કરીને ચોમાસામાં જોવા લાયક હોય છે. જળધોધની પાસે સુતરની મીલ છે. તેનું સાંચાકામ ધોધના પાણીથી ઉત્પન્ન થતી વીજળીની શક્તિથી ચાલે છે. આબેહુબ ફળના જેવાં દેખાતાં ફળ વગેરે રમકડાં અહીં સારાં બને છે.

## ધારવાડ જિલ્લો.

**સીમા**—ધારવાડ જિલ્લો **બિજાપુર** અને **બેલગામ**ની દક્ષિણે આવેલો છે. તેની પૂર્વે **નિઝામ**નું રાજ્ય અને **મદ્રાસ** ઈલાકો છે, અને દક્ષિણે **મ્હેસુર** રાજ્ય આવેલું છે.

**સામાન્ય વર્ણનઃ**—જિલ્લાની ઘણી જમીન સપાટ છે, પણ વરસાદ અનિયમિત છે. મુખ્ય નદી **તુંગભદ્રા** છે.

મુખ્ય પાક જુવાર, બાજરી, કપાસ, અને તેલી બીઆં છે.

આ જિલ્લામાંથી સ્લેટના પત્થર અને સોનું, રૂપું, તાંબુ, વગેરે કેટલીક ધાતુઓ નીકળે છે.

**વ્યવહારના માર્ગ**:—બિજાપુર જિલ્લામાંથી એક રેલવે લાઇન દક્ષિણમાં ગડગ સુધી આવે છે. ગડગથી એક લાઈન પૂર્વમાં નિઝામના રાજ્યમાં જાય છે, અને તેજ લાઇનનો બીજો છેડો પશ્ચિમમાં આ જિલ્લામાં થઈ આગળ જતાં ગોવા સુધી જાય છે. તેજ લાઇન મારફત પુના અને નિઝામના રાજ્યમાં જઇ શકાય છે. હુબલીથી એક લાઇન દક્ષિણમાં જઇ મ્હૈસુર રાજ્યમાં જાય છે.

**અગત્યનાં સ્થળ**:—

**ધારવાડ**:—જિલ્લાનું મુખ્ય શહેર પશ્ચિમઘાટના ઢોળાવ ઉપર બાંધેલું છે. તેમાં વિજયનગરના રાજાએ બંધાવેલો કિલ્લો છે. લિંગાયત લોકોનું આ મુખ્ય મથક છે. અહીંના કેદખાનામાં શેતરંજી અને નેતરની ખુરસીઓ સારી થાય છે.

**હુબલી**:—દક્ષિણ-વિભાગનું રૂના વેપારનું મથક અને રેલવે જંકશન છે. શહેરમાં કેટલીક મીલો, જીન, અને પ્રેસ છે. વળી તેમાં લશ્કરી છાવણી પણ છે.

## કાનડા જિલ્લો.

**સીમા**:—કાનડા જિલ્લો ધારવાડની પશ્ચિમે આવેલો છે. તેની દક્ષિણે મ્હૈસુર રાજ્ય અને મદ્રાસ ઇલાકાની હદ છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**સામાન્ય વર્ણન**:—જિલ્લાની વચ્ચોવચ સહ્યાદ્રિ પર્વત ઉત્તર-દક્ષિણ પડેલો છે. દરીઆકિનારાનો પ્રદેશ સાંકડી પટી છે અને તે નિચાણનો પ્રદેશ છે; પણ તેની કેટલીક જમીન રેતાળ અને કેટલીક પત્થરીઆ છે. પર્વતની પાસેના ભાગમાં ઘણો વરસાદ પડે છે. પૂર્વ તરફ વરસાદ ઓછો થતો જાય છે. પર્વતની બાજુએ ડાંગર મુખ્ય પાક છે; દરીઆકિનારે નાળિએર અને સોપારી થાય છે. વળી આ જિલ્લામાં જાત જાતના મેવા અને એલચી, મરી, પીપર, વગેરે થાય છે.

**અગત્યનાં સ્થળ:—**

**કારવાર:**—જિલ્લાનું મુખ્ય શહેર અને ઘણા વખતથી અગત્યનું બંદર છે. અહીં ઇસ્ટ ઈંડિઆ કંપનિની કોઠી હતી, અને અહીંથી મરી–મસાલા પરદેશ ચઢતા; બારીક મલમલ પણ અહીંથી પરદેશ જતી. તેની અસલની અગત્ય ઓછી થઇ છે, પણ બારે માસ અહીંનું બારૂં વહાણોને માટે સહીસલામત હોવાથી હજી આ બંદર મારફત ઘણો વેપાર ચાલે છે.

**ગોકર્ણ:**—હિંદુઓનું જાત્રાનું ધામ છે. ચારે ધામની જાત્રા કરનાર જાત્રાળુ આ તીર્થે સાધારણ રીતે જાય છે. અહીંનું મહાબળેશ્વરનું મંદિર દ્રાવિડી ઢબનું છે. આ મહાદેવનું લિંગ શંકરે રાવણને આપ્યું હતું એમ મનાય છે. ગોકર્ણનું નામ રામાયણ અને મહાભારત બન્નેમાં આવે છે.

**હોનાવર:**—ઇલાકાનું સૌથી દક્ષિણનું બંદર છે. ગેરસપ્પાનો ધોધ જોવા માટે આ બંદરેથી જવાય છે.

## રત્નાગિરિ જિલ્લો.

**સીમા અને સામાન્ય વર્ણન:**—આ જિલ્લો કોંકણનો દક્ષિણનો જિલ્લો છે, અને કાનડાની ઉત્તરે આવેલો છે. જિલ્લાની પૂર્વે પશ્ચિમઘાટ આવેલો છે. દરીઆની અને પશ્ચિમઘાટની વચ્ચે સાંકડી પટી છે. આ ભાગ નિચાણનો પ્રદેશ છે, અને તેમાં વરસાદ ઘણો પડે છે. કેટલીક નાની નદીઓ આ જિલ્લામાં છે. કેટલાક ભાગમાં જંગલ છે.

પર્વતની બાજુઓ ઉપર ડાંગર થાય છે. તે ઉપરાંત કોદરા, બંટી, વગેરે હલકાં અનાજ થાય છે. કિનારા ઉપર નાળિએરી અને સોપારી પુષ્કળ થાય છે. આખા કિનારાનો પ્રદેશ ઘણો રમણીય છે. આ જિલ્લામાં રેલવે નથી, પણ વ્યવહાર વહાણ મારફતે ચાલે છે.

**અગત્યનાં સ્થળ:—**

**રત્નાગિરિ:**—જિલ્લાનું મુખ્ય શહેર દરીઆકિનારે આવેલું છે, પણ તે સારૂં બંદર નથી. ભરતી વખતે હોડીઓ આવી શકે

છે. દરીઆમાં માછલાં પકડવાનું કામ ચાલે છે. અહીંથી બળતણ, માછલાં, અને વાંસ એ મુખ્ય નિકાસ છે.

**માલવણ:**—જિલ્લામાં સૌથી વધારે વસ્તીવાળું બંદર છે. બંદરની પાસેજ સિંહગઢનો કિલ્લો છે.

## કોલાબા જિલ્લો.

**સીમા અને સામાન્ય વર્ણન:**—કોલાબા જિલ્લો થાણાની દક્ષિણે અને રત્નાગિરિની ઉત્તરે આવેલો છે. તેની પશ્ચિમે સમુદ્ર અને પૂર્વે પર્વત આવેલો છે. તેની સામાન્ય રચના રત્નાગિરિને મળતી છે. મુખ્ય પાક ડાંગર છે. તે ઉપરાંત હલકાં અનાજ અને કઠોળ થાય છે. કિનારાના પ્રદેશમાં નાળિએરી અને સોપારી થાય છે. કેટલાક ભાગમાં મીઠું પકવવામાં આવે છે. દરીઆમાં માછલાં પકડવાનો ઉદ્યોગ પણ ચાલે છે. અહીંથી કાથાનાં દોરડાં પરદેશ જાય છે. જિલ્લાની ઇશાનમાં થોડા ભાગમાં રેલવે છે, પણ તેના વ્યવહારનો મુખ્ય આધાર દરીઆ પર છે. મુંબઇ પાસે હોવાથી અહીંના ઘણા માણસો ત્યાં રોજગાર માટે જાય છે.

**અગત્યનાં સ્થળ:**—

**અલીબાગ:**—જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. તેમાં સરકારી વેધશાળા છે. મુંબઇની કોલાબાની વેધશાળાના મુખ્ય અધિકારીના હાથ નીચે આ વેધશાળામાં નિરીક્ષણો થાય છે.

**માથેરાન:**—સહ્યાદ્રિનું શિખર છે, અને તે હવા ખાવાનું સ્થળ છે.

## દેશી રાજ્યો.

### કોલ્હાપુર.

દક્ષિણ વિભાગમાં સૌથી મોટું દેશી રાજ્ય કોલ્હાપુર છે. તેના રાજ્યકર્ત્તા મરાઠા રાજ્યના સ્થાપક શિવાજી મહારાજના નાના પુત્રના વંશના છે. કોલ્હાપુરના તાબામાં નવ નાનાં રાજ્યો છે. કોલ્હા-

પુર રાજ્યના તાબાના માલવણ બંદરે ચાંચીઆનું જોર વધી જવાથી મુંબઇ સરકારને ચઢાઇ લઇ જવી પડી હતી, જેથી કોલ્હાપુર રાજ્યે લુંટાએલાં વહાણોની નુકસાની ભરી આપી હતી, અને કંપનિની કોઠીઓ માલવણ અને કોલ્હાપુરમાં નાખવા દીધી હતી. પાડોશનાં રાજ્યો સાથેની તકરારને લીધે કોલ્હાપુર રાજ્યે ઇ. સ. ૧૮૧૨ માં અંગ્રેજ સરકાર સાથે સલાહ કરી હતી, અને કેટલાંક બંદરોના બદલામાં અંગ્રેજ સરકારે આ રાજ્યનું રક્ષણ કરવાનું માથે લીધું હતું.

સધર્ન મરાઠા રેલવે રાજ્યની હદમાં થઇને જાય છે. આ લાઇનને કોલ્હાપુર શહેર સાથે જોડનારી રાજ્યની રેલવે છે.

પર્વતના ભાગમાં જંગલ છે, તેમાં સાગ થાય છે. મુખ્ય પાક ડાંગર, જુવાર અને શેરડી છે. ઊનનું અને સુતરાઉ જાડું કાપડ તથા માટીનાં વાસણ અહીં બને છે.

**કોલ્હાપુર**—રાજ્યનું મુખ્ય શહેર છે. તે એક પ્રાચીન શહેર છે' અને તેમાં ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકા સુધીના લેખો મળી આવે છે. શહેરમાં મહાલક્ષ્મીનું મોટું પ્રાચીન મંદિર છે. કોલ્હાપુરમાં રાજાને સલાહ આપવા રેસીડન્ટ રહે છે.

---

## દક્ષિણ મરાઠા દેશનાં રાજ્યો.

દક્ષિણ વિભાગમાં આવેલાં કેટલાંક રાજ્યોના સમૂહને ' દક્ષિણ મરાઠા દેશનાં રાજ્યો ' કહેવામાં આવે છે. તેના ઉપર કોલ્હાપુરના રેસીડન્ટ પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે. આ સમૂહમાં આઠ રાજ્યો છે, તેમાંનાં છ પટવર્ધન વંશના બ્રાહ્મણ રાજ્યકર્તાના તાબામાં છે. સૌથી મોટું રાજ્ય સાંગલી છે. આ છમાં સાંગલી, મીરજ–મોટી શાખા અને નાની શાખા, કુરૂંદવાડ–મોટી શાખા અને નાની શાખા, અને જમખંડી છે.

રામદુર્ગની જાગીર પણ ભાવે વંશના બ્રાહ્મણ કુટુંબના હાથમાં છે, અને ફક્ત મુધોળની જાગીર ઘોરપડે વંશના મરાઠા રાજ્યકર્તાના તાબામાં છે.

## બીજાં રાજ્યો.

**જત અને ડફલાપુરઃ**—આ બે રાજ્યો હવે એક રાજ્યકર્ત્તાના હાથમાં છે, અને તે સતારા જાગીરમાંનાં રાજ્યો ગણાય છે. આ રાજ્યો ઉપર બિજાપુરના કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે.

**સાવનુરઃ**—નાનું દેશી રાજ્ય મુસલમાન રાજ્યકર્તાના તાબામાં છે, અને તેના ઉપર ધારવાડના કલેકટર દેખરેખ રાખે છે.

**સાવંતવાડીઃ**—ફીરંગી લોકોના ગોવાના મુલકની ઉત્તરે અને રત્નાગિરિની દક્ષિણે આ સંસ્થાન આવેલું છે. આ પ્રદેશ ઘણો સુંદર છે. છટ્ઠા સૈકાથી માંડીને ઐતિહાસિક લેખો એમાંથી મળી આવે છે. મુખ્ય પાક ડાંગર છે, અને જંગલોમાં સાગની પેદાશ સારી છે. હિંદુ લશ્કરમાં આ રાજ્યના મજબુત મરાઠાથી ભરતી થાય છે. આ રાજ્યના કેટલાક લોકો પાસેના ખાલસા મુલકમાં મજુરી કરવા જાય છે.

**જંજીરાઃ**—આ રાજ્ય કોલાબાના કલેકટરની દેખરેખ નીચે છે. અહંમદનગરના નિઝામશાહી વંશના રાજાની નોકરીમાં નૌકાધિપતિ તરીકે હાલના સીધી વંશના નવાબના પૂર્વજ કામ કરતા હતા, તેમાંથી આ મુલકના તે ધણી થઈ પડયા હતા. તેની રાજ્યધાની મુરૂદ છે. તેની સામેનો બેટ જંજીરા કહેવાય છે.

---

## સ્વતંત્ર મુલક.

બેલગામ જિલ્લાની પશ્ચિમે અને કાનડા જિલ્લાની ઉત્તરે ફીરંગી લોકોનું ગોવા સંસ્થાન આવેલું છે. આ સંસ્થાનમાં પોર્ટુગીઝ રેલવે છે. આ સંસ્થાનની સામાન્ય રચના કોંકણના બીજા મુલક જેવીજ છે.

**ગોવાઃ**—હિંદુસ્તાનમાં ફીરંગી સંસ્થાનોની રાજ્યધાની છે. તેમાં ફીરંગી ગવર્નર જનરલ રહે છે. ફીરંગીઓની ચઢતીના સમયમાં તે એક મોટું શહેર હતું, અને યુરોપ અને હિંદુસ્તાનનો વેપાર તેની મારફતે ચાલતો. તેનાથી થોડે દૂર મારમેગોઆ બંદર છે.

## કૃતિ.

૧. દક્ષિણ વિભાગનો રૂપરેખા બતાવનારો નકશો દોરી તેમાં રાજકીય વિભાગ દેખાડો.

૨. કોંકણ અને દક્ષિણ વિભાગના બીજા જિલ્લાઓ વચ્ચે શો તફાવત છે?

૩. મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગ કેટલી બાબતોમાં મળતા આવે છે, અને કઈ કઈ રીતે જુદા પડે છે?

૪. દક્ષિણ વિભાગ સાથે ગુજરાતનો વ્યાપારી સંબંધ શો છે?

---

## સિંધ.

**સીમા:**—પશ્ચિમે બલુચિસ્તાન, ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ, પૂર્વે રજપુતાનાનું રણ, અને દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર આવેલા છે.

**સામાન્ય વર્ણન:**—સિંધ પ્રાંત મુંબઈ ઈલાકાનો સૌથી ઉત્તરનો વિભાગ છે. તે ઇલાકાના બીજા વિભાગોથી ઘણી બાબતોમાં જુદો પડે છે, અને રણ અને સમુદ્રથી તે બીજા ભાગોથી છુટો પડી ગયો છે. તેની કુદરતી રચના, ભાષા, લોકોનો પોશાક અને રીતરિવાજો બીજા વિભાગો કરતાં જુદાજ છે.

તેનો પશ્ચિમનો ભાગ પહાડી છે, અને બાકીનો ભાગ સપાટ મેદાન છે; તેની પૂર્વે અને દક્ષિણે રણ આવેલું છે. તેમાં કેટલાક રેતીના ડુંગર છે. તેની જમીન સિંધુ નદીએ આણેલા કાંપની બનેલી છે, અને તે ફળદ્રુપ છે.

મુખ્ય નદી સિંધુ છે. આ નદી ઉપર આખા મુલકના લોકોના જીવનનો આધાર છે, તેથી તે ઉપરથી પ્રાંતનું નામ સિંધ પડયું છે તે યોગ્યજ છે.

**ઇતિહાસ**:—સિંધમાં પહેલાં હિંદુઓનું રાજ્ય હતું. મુસલમાનોનું આક્રમણ સૌથી પહેલું સિંધ ઉપર થયું હતું. લગભગ ઇ. સ. ૭૧૨ માં મુસલમાનોએ જીત્યું અને ત્યારથી તે મુસલમાનોના હાથમાં રહ્યું. અંગ્રેજ



સરકારના હાથમાં તે ઇ. સ. ૧૮૪૩ માં આવ્યું. તે સમયે તે **તાલપુર** વંશના **બલુચીઓના** હાથમાં હતું. તેના રાજ્યકર્ત્તાઓ **અમીરો** કહેવાતા.

**આબોહવા**:—સિંધમાં વરસાદ ઘણો ઓછો પડે છે, તેથી તેની હવા સુકી છે. ઉનાળામાં ઘણો તાપ પડે છે, અને શિઆળામાં ઘણી ટાઢ પડે છે. તેવીજ રીતે દહાડા અને રાતના હવામાનમાં પણ ઘણો તફાવત રહે છે. પાસે રણ હોવાથી ઉનાળામાં દિવસે સહન ન કરી શકાય એવો તાપ પડે છે, અને કેટલીક વખત રેતીના વંટોળીઆ વાય છે.

**વનસ્પતિ**:—પહાડની બાજુ પર ઘાસ થાય છે. અહીં મોટાં છાયા આપનારાં ઝાડ માલમ પડતાં નથી, તેમજ જંગલ પણ નથી. લાકડાંની પણ અછત છે. બાવળ એ મુખ્ય ઝાડ છે.

નદીની બન્ને બાજુએ આવેલા મુલકમાં અને જ્યાં નહેરો છે તેવા પ્રદેશમાં રૂ, ઘઉં, ડાંગર અને તેલી બીઆં એ મુખ્ય પાક છે. વળી જાતજાતના મેવા પણ થાય છે. અહીં રૂ ઉંચી જાતનું થાય છે.

**લોકો**:—સિંધી લોકો શરીરે કદાવર અને મજબુત છે. વસ્તીનો લગભગ પોણો ભાગ **મુસલમાન** અને પા ભાગ **હિંદુ** છે. **હિંદુઓમાં** આપણી માફક બહુ નાતો નથી. તેમાં મુસદ્દી, અને મુસદ્દી નહિ તેવા, એમ બેજ વર્ગ છે. બધા પુરુષો **મુસલમાનની** માફક સુરવાળ પહેરે છે, અને માથા ઉપર એક જુદીજ ઢબની મોટી ટોપી પહેરે છે. તેમની ભાષા **સિંધી** છે. મુસલમાનો **અરબી** લિપિમાં લખે છે, અને **હિંદુઓ** **પંજાબી** લિપિમાં લખે છે. બધા ખેડુતો મુસલસાન છે. સિંધનાં ઘરોને આપણી માફક છાપરાં હોતાં નથી, પણ અગાસીઓ હોય છે.

**નહેરો**:—સિંધની જમીન તો ફળદ્રૂપ છે, પણ ત્યાં જોઇએ તેવો વરસાદ પડતો નથી. જો પુરતું પાણી મળે તો બહુ સારો પાક થાય એમ છે, તેથી કરીને સિંધુ નદીમાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે. સિંધુ નદીનું વહેણ ધીમે ધીમે પશ્ચિમ તરફ ખસતું જાય છે, તેથી કરીને પૂર્વ તરફની ફળદ્રૂપ જમીન રણના રૂપમાં બદલાતી જાય છે. આમ થતું અટકાવવાને **સક્કર** આગળ સિંધુ નદીમાં મોટો

બંધ બાંધવાની યોજના થઇ છે. બન્ને બાજુએ પહાડની કરાડમાંથી આ જગાએ નદી વહે છે, તેની આગળ બંધ બાંધવામાં આવે છે, જેથી પાણીને નહેરો મારફત ખેતીના કામમાં લેવાનું બની આવશે.

**વ્યવહારના માર્ગ:**—સિંધમાં વસ્તી ઓછી છે અને તેની બે બાજુએ રણ આવેલું છે, એટલે બીજા વિભાગો જેવી રેલવે તેમાં નથી. ગુજરાતથી ત્યાં જનારા **અમદાવાદથી મારવાડ** જાય છે, અને ત્યાંથી એક લાઇન પશ્ચિમમાં જાય છે. **સિંધનો પંજાબ જોડેનો** સંબંધ ઉત્તરથી દક્ષિણ આવતી લાઇનથી થાય છે. આ લાઇનમાંથી એક ફાંટો **સક્કર** આગળ નદીની સામી બાજુએ જાય છે. ત્યાંથી વાયવ્યમાં **કવેટા** સુધી અને દક્ષિણમાં નદીને લગભગ સમાન્તરે જાય છે. જળમાર્ગનો વેપાર કરાંચી બંદર મારફતે ચાલે છે. **સિંધુમાં** વહાણો ફરી શકે છે.

**જિલ્લા:**—સિંધ બીજા વિભાગો કરતાં સુધારામાં પછાત છે, તેથી તેને ઇલાકાના બીજા ભાગ જેવા નિયમો લાગુ પડતા નથી. સિંધના કમિશનરને બીજા કમિશનર કરતાં વધારે સત્તા છે, અને તે કેટલીક બાબતમાં ગવર્નર સાહેબને પૂછ્યા સિવાય સ્વતંત્ર વહીવટ કરી શકે છે. તેના સાત જિલ્લા પાડવામાં આવ્યા છે. તેમાં **સિંધની** સરહદની ઉપરનો મુલક, અને **થર** તથા **પારકર** જિલ્લા ડેપ્યુટી કમિશનરના તાબામાં છે, અને તેમને સામાન્ય નિયમો લાગુ પડતા નથી.

(૧) કરાંચી, (૨) હૈદ્રાબાદ, (૩) થર અને પારકર, (૪) લારખાના, (૫) નવાબશાહ, (૬) સક્કર, અને (૭) સિંધની ઉપલી સરહદનો મુલક, આ સાત જિલ્લા છે. ખૈરપુર દેશી રાજ્ય છે.

**અગત્યનાં સ્થળો:**—

**કરાંચી:**—સિંધનું અને કરાંચી જિલ્લાનું મુખ્ય શહેર અને અગત્યનું બંદર છે. આ બંદરની મારફતે સિંધ, પંજાબ અને મધ્ય એશિઆના કેટલાક પ્રદેશોનો વેપાર ચાલે છે. આ બંદરેથી ઘઉં, બીજાં અનાજ અને તેલી બીઆં પરદેશ ચઢે છે, અને પંજાબ અને સિંધ માટે તૈયાર માલની આયાત થાય છે. અંગ્રેજ લોકોના હાથમાં

સિંધ આવ્યો, ત્યાર પછીથી તેની અગત્ય વધી છે. વળી હવે તો કરાંચી હવાઇ વિમાનના માર્ગનું મથક બન્યું છે.

**હૈદ્રાબાદ:**—સિંધુ નદીને કિનારે હૈદ્રાબાદ જિલ્લાનું મુખ્ય શહેર છે. સિંધ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું, તે સમયે તે સિંધની રાજ્યધાની હતું. તેમાં જુનો કિલ્લો અને સિંધના અમીરોની કબરો છે. તેનું રેશમનું ભરત અને લાખનું કામ વખણાય છે.

**ઉમરકોટ:**—થર અને પારકર જિલ્લામાં રેતીની ટેકરીઓ પાસે આવેલું છે. આ સ્થળે ઇ. સ. ૧૫૪૨ માં મહાન્ અકબર પાદશાહનો જન્મ થયો હતો.

**લારખાના:**—લારખાના જિલ્લાનું મુખ્ય શહેર છે. સિંધમાં આ શહેરના લોકો સહેલાણી ગણાય છે.

**સક્કર:**—સિંધુને કિનારે સક્કર જિલ્લાનું મુખ્ય શહેર છે. એને સામે કિનારે રોહરી છે, અને તેની પાસે નદીની વચમાં બક્કર બેટ છે તેમાં કિલ્લો છે. રોહરી અને સક્કરની વચ્ચે નદી ઉપર પૂલ બાંધેલો છે, તેના ઉપર રેલવે લાઇન જાય છે. સક્કરથી થોડે દૂર નદીમાં બંધ બાંધી તેમાંથી નહેરો કાઢવાની યોજના થઈ છે.

**શિકારપુર:**—સક્કર જિલ્લામાં આવેલું છે. પહેલાં તેજ નામના જિલ્લાનું મુખ્ય શહેર હતું. અસલના વખતમાં આ વેપારનું મોટું મથક હતું.

**જેકોબાબાદ:**—સિંધની ઉપલી સરહદના મુલકની રાજ્યધાની અને લશ્કરી મથક છે. આ શહેર જેકબ સાહેબે વસાવ્યું હતું. તે ઈલાકાનું સૌથી ઉત્તરનું શહેર છે. અહીં સૌથી વધારે તાપ પડે છે. અહીંથી બલુચિસ્તાનમાં બોલનઘાટ મારફતે રેલવે જાય છે.

**ખેરપુર રાજ્ય:**—ખેરપુર રાજ્ય સક્કર જિલ્લાની દક્ષિણે આવેલું છે. તેના ઉપર સક્કર જિલ્લાના કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખેછે. જે સમયે સિંધમાં તાલપુર વંશના અમીરોનું રાજ્ય સ્થાપાયું, તે સમયે મુખ્ય અમીરના ભત્રીજાએ ખેરપુરનું રાજ્ય સ્થાપ્યું હતું, અને

હજુ રાજ્યકર્તા એજ વંશના છે. રાજ્યની મુખ્ય પેદાશ તેલીબીઆં, ઘી. ચામડાં, તમાકુ, અને સાજીખાર છે. રાજ્યધાનીનું શહેર ખૈરપુર છે.

## કૃતિ.

૧. સિંધનો રાજકીય વિભાગ બતાવનારો નકશો દોરો.
૨. સિંધનો આધાર સિંધુ નદી ઉપર કેટલો છે તે જણાવો.
૩. સિંધ અને કચ્છનો મુકાબલો કરો.
૪. સક્કરની નહેરની યોજના સંબંધી ટુંક નોંધ લખો.

---

# હિંદુસ્તાન.

**સામાન્ય વર્ણનઃ**—હિંદુસ્તાન આપણો દેશ છે. આ દુનીઆમાં તેની બરાબરી કરી શકે તેવો કોકજ દેશ છે. આપણા પહાડ, આપણી નદીઓ, આપણાં ફળદ્રુપ મેદાનો, અને આપણી સભ્યતા આપણા દેશને દુનીઆમાં ઉંચું સ્થાન અપાવે છે.

આપણા ખોરાક, કપડાં, રહેવાનાં મકાન અને જિંદગીની બીજી જરૂરિઆતોને માટે જોઇતાં બધાં સાધનો પૂરાં પાડવાની તાકાત આપણા દેશમાં છે. તેમાં જોવાનું અને જાણવાનું ઘણું છે. તેના સંબંધી પુરેપુરૂં જ્ઞાન મેળવવાની આપણી ફરજ છે.

**સીમાઃ**—નકશો જોતાંજ માલમ પડશે, કે હિંદુસ્તાનનું ચારે તરફથી કુદરતી રક્ષણ થએલું છે. ઉત્તરે ઉંચા પર્વતો અને બીજી બધી તરફ દરીઓ આવેલો છે. ઉત્તરમાં બરફથી સદા ઢંકાએલો હિમાલય પર્વત અને તેની સાથે જોડાએલા કારાકોરમ અને હિંદુકુશ પર્વત આવેલા છે. પશ્ચિમે સુલેમાન અને હાલા પર્વત તથા અરબી સમુદ્ર આવેલો છે. દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે બંગાળી ઉપસાગર તથા હિંદી ચીન છે. બલુચિસ્તાન અને બ્રહ્મદેશ કુદરતી રીતે હિંદુસ્તાનના ભાગ નથી, પણ તે હિંદી સામ્રાજ્યના ભાગ છે.

**ભૂરચનાઃ**—હિંદુસ્તાન એક દ્વીપકલ્પ છે. તેનો આકાર લગભગ ત્રિકોણ છે. ભૂરચનાનો નકશો જુઓ. કિનારાની પાસેનો મુલક નિચાણનો

પ્રદેશ છે. સિંધુ અને ગંગા નદીઓ જે પ્રદેશમાં થઇને વહે છે, તે પણ નિચાણનો પ્રદેશ છે. આ પ્રદેશ સિંધુ-ગંગાનો પ્રદેશ કહેવાય છે. વચ્ચેનો મુલક તથા દક્ષિણનો ભાગ ઉંચા પ્રદેશો છે. ઉત્તર સીમાની પાસેના પ્રદેશ સૌથી ઉંચા છે.

**પર્વતો**:—**હિમાલય**:—હિંદુસ્તાનની ઉત્તરે આવેલો દુનીઆનો સૌથી ઉંચો પર્વત **હિમાલય** છે. તેમાં એકની પાછળ બીજી એમ કેટલીક હારો આવેલી છે. ત્રણ માઇલથી વધારે ઉંચા પર્વતના પ્રદેશ ઉપર હંમેશાં બરફ પડેલો રહે છે. હિમાલયની લંબાઇ લગભગ ૧૫૦૦ માઇલ અને પહોળાઈ વધારેમાં વધારે ૨૦૦ માઇલ સુધી છે. તેમાંથી હિંદુસ્તાનની મોટી નદીઓ નીકળે છે. તેનાં શિખરો જાત્રાનાં ધામ તથા હવા ખાવાનાં મથક છે. દેશની ઉનાળાની રાજ્યધાની **સીમલા** તેનુંજ શિખર છે. કૈલાસ, જન્મોત્રી, અને ગંગોત્રી એ શિખરો જાત્રાનાં ધામ છે. **એવરેસ્ટ** અથવા ગારીશંકર એ સૌથી ઉંચું શિખર છે. **કારાકોરમ** અને **હિંદુકુશ** તેના ફાંટા છે.

**સુલેમાન** અને **હાલા** પર્વત પશ્ચિમ સરહદ ઉપર આવેલા છે, અને બલુચિસ્તાન અને અફઘાનિસ્તાનને હિંદુસ્તાનથી જુદા પાડે છે. સરહદ ઉપર ખૈબરઘાટ અને બોલનઘાટ આવેલા છે, તેમની મારફત અવરજવર થઈ શકે છે.

**શિવાલિક**:—હિમાલયની દક્ષિણે આવેલો છે. તેની પાસે જંગલ આવેલું છે. તે બહુ ઉંચો નથી. તેની તળેટી પાસે અસલનાં પ્રાણીઓનાં હાડકાં મળી આવે છે.

**વિંધ્યાચળ**:—હિંદુસ્તાનની લગભગ મધ્યમાં આડો પડેલો છે. તેની ઉત્તરના ભાગને સામાન્ય રીતે હિંદુસ્તાન અથવા ઉત્તર હિંદુસ્તાન, અને દક્ષિણના ભાગને દખ્ખણ કહેવામાં આવે છે.

**સાતપુડા**:—વિંધ્યાચળની દક્ષિણે આવેલો છે. તે **નર્મદા** અને **તાપી** નદીને છુટી પાડે છે. તેમાં કેટલાંક હવા ખાવાનાં સ્થાન છે. તેમાંનું **પંચમઢી** મધ્ય પ્રાંતની સરકારનું હવા ખાવાનું મથક છે.

## હિંદુસ્તાનઃ ભૂરચના.




પૂવઘાટ અને પશ્ચિમઘાટઃ—વિંધ્યાચળની દક્ષિણે બન્ને કિનારાની પાસે ઉત્તર–દક્ષિણ આવેલા છે. પૂર્વઘાટ પશ્ચિમઘાટ જેટલો

ઉંચો નથી, અને તેમાં તૂટક થઇને કેટલાક ભાગ થએલા છે. આ બે પર્વત જોડાઇને જે પ્રદેશ બન્યો છે તે **નીલગિરિ** કહેવાય છે. **નીલગિરિ**માં દક્ષિણના લોકો માટે હવા ખાવાનાં સ્થાન છે. તેનું **ઉતાકામંડ** શિખર હવા ખાવાના સ્થાન તરીકે લોકપ્રિય છે.

**પતકોઇ પર્વતઃ**—બ્રહ્મદેશ અને હિંદુસ્તાનની વચ્ચે આવેલો છે.

**નદીઓઃ**—હિમાલય પર્વતમાંથી ઘણી નદીઓ નીકળે છે, તેમાંની સિંધુ, ગંગા અને બ્રહ્મપુત્રા એ મુખ્ય છે. બીજી નદીઓ આ મુખ્ય નદીઓને મળે છે. સિંધુની હકીકત આગળ મુંબઇ ઇલાકાના વર્ણનમાં આવી ગઇ છે.

**ગંગાઃ**—હિંદુ લોકોએ માનેલી પવિત્ર નદી છે. તેને કિનારે જાત્રાનાં ઘણાં ધામ આવેલાં છે. ઉત્તર હિંદના ઘણા મોટા ભાગને તે પાણી પુરૂં પાડે છે. તેની ખીણ ઘણી રસાળ છે. તે ગંગોત્રી શિખર આગળથી નીકળે છે. તેને **જમના** તથા બીજી નદીઓ મળે છે. તેમાંથી નહેરો કાઢી ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે. તે કલકત્તા આગળ બંગાળી ઉપસાગરને મળે છે.

**બ્રહ્મપુત્રાઃ**—હિમાલયમાંથી નીકળી કેટલોક વખત ટિબેટમાં વહી હિંદુસ્તાનમાં દાખલ થાય છે, અને બંગાળી ઉપસાગરને મળે છે.

**નર્મદા** અને **તાપી** એ મધ્ય હિંદુસ્તાનની મુખ્ય નદીઓ છે.

**મહા**, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, અને કાવેરી એ દક્ષિણની મુખ્ય નદીઓ છે.

**ઇરાવદીઃ**—બ્રહ્મદેશની નદી છે. તે બ્રહ્મદેશની ઉત્તરેથી નીકળી દક્ષિણ તરફ **માર્તાબાન**ના અખાતને મળે છે.

**સાલવીનઃ**—કેટલોક વખત ટિબેટમાં વહ્યા પછી બ્રહ્મદેશમાં દાખલ થાય છે, અને **માર્તાબાન**ના અખાતને મળે છે.

## સરોવર.

હિંદુસ્તાનમાં બહુ મોટાં સરોવર નથી. કાશ્મીરમાં **વુલર** સરોવર ઘણું રમણીય છે. રજપુતાનામાં **સાંભર** સરોવર ખારા

પાણીનું છે, અને તેમાંથી લાખો રૂપીઆનું મીઠું પકવવામાં આવે છે. દક્ષિણમાં **કોલર** સરોવર મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમાં આવેલું છે.

### રણ.

**હિંદુસ્તાન**ની વચ્ચે મોટું રણ આવેલું છે. તેનો પશ્ચિમ છેડો **સિંધ** સુધી અને દક્ષિણ છેડો કચ્છ સુધી પહોંચેલો છે.

## કિનારો.

બીજા દેશોને મુકાબલે **હિંદુસ્તાન**નો કિનારો ખાંચાખુંચીવાળો નથી. તેના પશ્ચિમ કિનારાના ઉત્તર ભાગનું વર્ણન આગળ આવી ગયું છે. તેનો દક્ષિણ ભાગ **મલબાર** કિનારો કહેવાય છે. **મલબાર** કિનારાની પશ્ચિમે **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ** એવા બે ટાપુઓના સમૂહ છે. આ ટાપુઓ પરવાળાંના બનેલા છે.

દક્ષિણ કિનારા ઉપર **કન્યાકુમારી** ભૂશિર આવેલી છે. કન્યાકુમારીથી **રામના સેતુ** સુધીનો ભાગ **મનાર**નો અખાત કહેવાય છે. તેમાંથી મોતી નીકળે છે. તેની પાસેજ **લંકા** બેટ આવેલો છે. **લંકા**ને **સિંહલદ્વીપ** કે **સિલોન** પણ કહે છે. **લંકા** અને **હિંદુસ્તાન**ની વચ્ચે પાકની સામુદ્રધુનિ આવેલી છે. **લંકા** અને **હિંદુસ્તાન**ની વચ્ચે પરવાળાંની ટેકરીઓ આવેલી છે, અને વચ્ચે કેટલોક ભાગ દરીઆની સપાટી ઉપર દેખાય છે. આ ભાગને '**રામનો સેતુ**' કહેવામાં આવે છે.

પૂર્વ કિનારો તદ્દન ખુલ્લો છે, અને તેમાં વહાણો લંગરવાં સહીસલામત નથી. આ કિનારા ઉપર મોટાં બંદરો આવેલાં નથી. **બ્રહ્મદેશ** અને આ કિનારાની વચ્ચેના ભાગને **બંગાળી** ઉપસાગર કહેવામાં આવે છે. **ઓઢિઆ**ના કિનારા ઉપર **પાલમાયરા** ભૂશિર આવેલી છે. આ કિનારાનો દક્ષિણ ભાગ **કોરોમંડળ** કિનારો કહેવાય છે. **બંગાળી** ઉપસાગરમાં **આંદામાન** અને **નિકોબાર** એ બે બેટ આવેલા છે. દેશનિકાલની સજા પામેલાઓને **આંદામાન**માં રાખવામાં આવે છે.

## હવાપાણી.

હિંદુસ્તાન બહુ મોટો દેશ છે. તેના કેટલાક ભાગ દરીઆની પાસે આવેલા છે, અને કેટલાક દરીઆથી ઘણે દૂર આવેલા છે. કેટલીક જમીન સપાટ અને નિચાણમાં આવેલી છે, અને કેટલાક ઉચ્ચ પ્રદેશ છે.

આ કારણોને લઇને બધા ભાગમાં હવા સરખી હોતી નથી. દરીઆકિનારાની પાસે આવેલા મુલકમાં શિઆળામાં બહુ ટાઢ પડતી નથી, અને ઉનાળામાં બહુ તાપ પડતો નથી.

દરીઆથી દૂર આવેલા પ્રદેશોમાં શિઆળામાં બહુ ટાઢ અને ઉનાળામાં બહુ તાપ પડે છે. ઉચ્ચ પ્રદેશોમાં અને પહાડોમાં શિખર ઉપર ઘણી ટાઢ પડે છે. હિમાલયના કેટલાક ભાગ ઉપર હંમેશાં બરફ પડી રહે છે.

આગળ ઉપર તમે વાંચી ગયા કે ચોમાસાના પવન હિંદી મહાસાગરમાંથી જમીન તરફ વાય છે, અને તેને લીધે કોંકણમાં વધારે વરસાદ પડે છે. જે વાદળાં સહ્યાદ્રિનાં શિખરોની ઉપર થઇને અથવા અરવલ્લી અને ગુજરાતની સરહદના ડુંગરો ઓળંગીને આગળ જાય છે, તે ઠેઠ હિમાલય સુધી પહોંચે છે અને ત્યાં અટકે છે, તેથી હિમાલયના પ્રદેશમાં ઘણો વરસાદ પડે છે, અને સિંધ, રજપુતાના, અને પંજાબમાં નજીવો વરસાદ પડે છે.

પૂર્વ કિનારાના પ્રદેશમાં શિઆળામાં ભેજવાળા પવન વાય છે, તેથી ત્યાં શિઆળામાં વરસાદ પડે છે. અહીંનાં વાદળાંને લીધે વિંધ્યાચળની દક્ષિણે આવેલા પ્રદેશમાં તથા બંગાળા અને તેની આસપાસના મુલકમાં શિઆળામાં પણ વરસાદ પડે છે.

### વનસ્પતિ.

જાત જાતની આબોહવા અને જાત જાતની જમીન હોવાથી હિંદુસ્તાનમાં હરેક જાતની વનસ્પતિ માલમ પડે છે. હિમાલય અને બીજા પર્વતોનાં ઉંચાં શિખરો ઉપર ઠંડા પ્રદેશની વનસ્પતિ થાય છે.

જ્યાં ટાઢ સાધારણ પડે છે, ત્યાં દેવદાર અને શંકુ આકારનાં ઝાડ અને જાત જાતનાં ફળ થાય છે. જે પ્રદેશ ગરમ છે અને જ્યાં વરસાદ ઘણો પડે છે ત્યાં જંગલો છે, અને તેમાં જાત જાતનાં મોટાં ઝાડ અને બીજી વનસ્પતિ થાય છે. બ્રહ્મદેશનાં અને દક્ષિણનાં જંગલોમાં સાગ મુખ્ય પેદાશ છે. દક્ષિણમાં સુખડ પણ થાય છે. રણના પ્રદેશમાં કંઈ પણ થતું નથી. વડ, પીપળો, લીમડો, આમલી વગેરે ઝાડ લગભગ બધાં ગામો પાસે માલમ પડે છે.

## ખેતી.

હિંદુસ્તાનની જમીનના મુખ્ય ત્રણ પ્રકાર છે.

**(૧) નદીના કાંપની જમીનઃ—**

સિંધ, ગુજરાત, પંજાબ, સંયુક્ત પ્રાંત, બંગાળા, આસામ, બ્રહ્મદેશ, મદ્રાસ ઇલાકાના ગોદાવરી અને કૃષ્ણાના પ્રદેશ અને તાંજોર, આટલા મુલકોની જમીન રસાળ છે. તેમાં જાત જાતના પાક થાય છે.

**(૨) દક્ષિણની કાળી જમીનઃ—**

આ જમીનમાં બાજરી, કપાસ અને કઠોળ ઊગે છે.

**(૩) પત્થરીઆ જમીનઃ—**

મદ્રાસ, મ્હૈસુર, અને મુંબઇ ઇલાકાની પૂર્વ અને દક્ષિણમાં આવેલા પ્રદેશોની આ પ્રકારની જમીન ઘણી હલકી છે, અને તેમાં નિચાણના પ્રદેશો સિવાય બીજે કંઇ ઊગતું નથી.

મુખ્ય પાક નીચે મુજબ છેઃ—

ડાંગરઃ—પાણીની સગવડ હોય તેવે સ્થળે થાય છે. બંગાળા, આસામ, બ્રહ્મદેશ, સંયુક્ત પ્રાંતો અને મદ્રાસમાં નદીઓની ખીણોમાં અને મુખ પાસેના પ્રદેશોમાં થાય છે.

ઘઉંઃ—શિઆળુ પાક તરીકે પંજાબ, મુંબઇ ઇલાકો, વરાડ, સંયુક્ત પ્રાંતો અને મધ્ય પ્રાંતમાં થાય છે.

**બાજરી** અને **કઠોળ** બધે થાય છે. જે સ્થળે ડાંગર થાય છે, તે સ્થળે શેરડી થઈ શકે છે.

**તેલી બીઆં:**—અળશી મધ્ય પ્રાંતમાં, તલ મધ્ય પ્રાંત, મુંબઇ, મદ્રાસ, અને બ્રહ્મદેશમાં, એરંડી બંગાળામાં અને મગફળી દક્ષિણમાં થાય છે. દરીઆકિનારાના પ્રદેશમાં નાળિએર થાય છે.

**ગરમ મસાલા**—મલબાર કિનારે થાય છે.

**ચા**:—આસામ, દાર્જીલિંગ, કમાઉન, કાંગરા, નીલગિરિ અને લંકામાં ટેકરાઓની બાજુએ થાય છે.

**કહુવા ( કૉફી )**:—મ્હૈસુર અને કુર્ગમાં થાય છે.

**કપાસ:**—દક્ષિણની કાળી જમીનમાં, સિંધ, મદ્રાસ, અને મધ્ય પ્રાંતોમાં થાય છે.

**શણ**:—ગંગા નદીની ખીણના પ્રદેશોમાં થાય છે.

**તમાકુ**:—મુખ્યત્વે બંગાળામાં થાય છે. તે ઉપરાંત મદ્રાસ, મુંબઇ, પંજાબ, સંયુક્ત પ્રાંતો અને બ્રહ્મદેશમાં પણ થાય છે.

ઘણા પાક તો દેશની જરૂરિઆતને માટે વપરાય છે. ઘઉં, રૂ, શણ, ગળી અને ચા પરદેશ ચઢાવવામાં આવે છે.

## જનાવરો.

જંગલોમાં વાઘ, ચિત્તા, રીંછ, વગેરે હિંસક પશુઓ સામાન્ય રીતે હોય છે. હરણ, શિઆળ, લોંકડી, વાંદરાં એ લગભગ બધે માલમ પડે છે. સિંહ ફક્ત ગીરના જંગલમાંજ છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, કુતરાં, ઘોડા, ગધેડાં અને ઊંટ એ મુખ્ય પાળેલાં જનાવરો છે.

## લોકો.

કુલ વસ્તી ૩૨ કરોડ છે. તેમાં પોણો ભાગ હિંદુ છે, અને લગભગ પાંચમે ભાગે મુસલમાન છે. બાકીના બૌદ્ધો, અનાર્યો, ખ્રિસ્તીઓ, સીખો, જૈનો અને પારસીઓ છે.

ગંગા–જમનાની ખીણનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે, તેથી ત્યાં વસ્તી સૌથી ઘાડી છે, દરીઆકિનારાનાં મેદાનોમાં વસ્તી તેનાથી

આછી ધાડી છે. મધ્યના ઉચ્ચ પ્રદેશમાં વસ્તી આ બન્ને કરતાં આછી છે. રણુ અને તેની પાસેના પ્રદેશો, તથા બલુચિસ્તાન અને બ્રહ્મદેશમાં વસ્તી તદ્દન આછી છે.

### ધંધા.

વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે. સુતરાઉ કાપડ બનાવવાની મીલો મુંબઈ ઈલાકામાં અને શણનાં કારખાનાં બંગાળામાં છે, તેમાં કેટલાક લોકોને રોજી મળે છે. આ ઉપરાંત કોલસાની તેમજ બીજી ખાણોમાં કેટલાક લોકોને મજુરી મળે છે. બીજા ધંધાદારીઓ સ્થાનિક જરૂરિઆતો પુરી પાડે છે.

### રાજ્યવહીવટ.

આખા દેશ ઉપર શાહેનશાહના પ્રતિનિધિ તરીકે વાઈસરોય સાહેબ દેખરેખ રાખે છે. તે પ્રાંતોના ગવર્નરોના ઉપરી હોવાથી ગવર્નર જનરલ પણ કહેવાય છે. વાઇસરોય સાહેબને મદદ કરવા **કારોબારી** મંડળ છે. તે મંડળના દરેક સભાસદ એકેક ખાતાના ઉપરી છે. હિંદના સેનાપતિ પણ તે મંડળના સભાસદ હોય છે. કાયદા બાંધવા માટે બે સભા છે; એક **વડી ધારાસભા** (લેજિસ્લેટિવ એસેમ્બલી) અને **રાજ્યસભા** ( કાઉન્સિલ ઑફ્ સ્ટેટ ). આ બન્ને સભાઓમાં પસાર થએલા ઠરાવને વાઇસરોય સાહેબ બહાલી આપે એટલે તે કાયદો બને છે. આખા હિંદુસ્તાનને પ્રાંતો અને ઈલાકામાં વહેંચવામાં અવ્યો છે, અને તેમના ઉપર દેખરેખ રાખવા અમલદારો નીમવામાં આવ્યા છે. આ ભાગોનો વહીવટ કેટલેક અંશે મુંબઇ ઇલાકાની માફક થાય છે.



શાળોપયોગી ભૂગોળમાળા: મણકો ૩ જો.

# હિંદુસ્તાન

અને

## એશિઆખંડ (સામાન્ય)

કર્તા,

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ, બી. એ.

એસ. ટી. સી. ડી.

પૃષ્ઠ ૧૧૨ ] [ કીં. ૦-૫-૦

---

## વ્યાપાર વિજ્ઞાન

અને

## દેશીનામું

કર્તા,

દુર્ગાશંકર શીવશંકર યાજ્ઞિક.

પૃષ્ઠ ૧૩૪ ] [ કીં. ૦-૬-૦

---

મળવાનું ઠેકાણું:-

ધી ગુજરાત ઓરીએન્ટલ બૂક ડીપો.

રતનપોળ નાકે, અમદાવાદ.